જેવું અને પોકાર કર્‍યા જેવું જ કામ છે.

સારી હાલતનુ કૂતરૂં કરડકણુ થાય તો ત્હેને હડકવા હાલ્યો છે એમ ધારી કેટલીક વખતે મારી નાખવામાં આવે છે, અગર કેટલીક વખતે માણસને સારી હાલતનુ કૂતરૂ કરડવા છતા હડકાયુ કૂતરૂં કરડયું છે, એવી દેહેશતથી તેઓ હેબક ખાઈ મરણ પામ્યાનુ પણ સાંભળવામા આવ્યું છે. માટે આવી વખતે ત્હેવાં કૂતરાંનો તથા માણસોનો બચાવ થવા સારૂ હડકવાના ચિન્હ, કે જે 'બ્રાઉન ઈન્સ્ટીટયુશન' નામની અગ્રેજ મંડળીએ પ્રસિદ્ધિમાં મૂકેલા છે તે કહી સંભળાવીશ—

"હડકવાનું દરદ કૂતરાંને હરકોઇ વખતે થઇ આવે છે. પણ તેમ થતાં પહેલાં ત્હેની રીતભાત બદલાવા લાગે છે. તે શોકાતુર, નિરાશ અને ચ્હીડીઉ બને છે, બીજાં કૂતરાંથી દૂર રહેવું પસંદ કરે છે, જે કાંઈ મળી આવે ત્હેને કરડે છે, હવામાં લઉઆ લે છે, ગળામા કાંઇ અટકયુ હોય તેમ ગળું પગથી ખંજવાળે છે, મોંમાંથી પુષ્કળ લાળ પડે

અને કસબનાં ફુમતાં વિગેરે વડે ટોપીઓ, પોલકાં આદિ શણગારવામાં આવે છે. તો તે હિંસાથી મળતી ચીજો ખરીદીને શા માટે તહમારે એ પાપી ધંધાને ઉત્તેજન આપવું જોઇએ?

કચકડું એ કાચબાના હાડકામાંથી બનતો પદાર્થ છે. રેશમ એ અસંખ્ય કોશેટાના જીવોને ગરમ પાણીમાં નાખી-મારીને બનાવવામાં આવતી ચીજ છે. ચમર એ ચમરી ગાયમાંથી અને કસ્તુરી એ કસ્તુરીઆ મૃગમાથી હિંસાથી મળતા પદાર્થો છે. હાથીદાંત* માટે હાથીઓને પણ એટલુંજ ખમવું પડે છે. ચોપડા ઉપર તહમે જે પુંઠાં ચડાવોછો તે માટે હલકી કીમતના ઢોરોને મારવામાં આવે છે. હવે કહો વિચારવંત ભાઇઓ અને બ્હેનો! શું તહમને આ વસ્તુઓ

---

* દીગબરી જૈનો તથા ખોજા અને વહોરા લોકો દાંતના ચુડા નથી વાપરતા એ વખાણવા લાયક છે સોનું રૂપુ, કાચ વિગેરે સુંદર પદાર્થને મુકી હિંદુઓ દાતના ચુડાને શા માટે મોહી રહ્યા છે તે સમજાવુ નથી

પ્રકારના મહાપાપી ધંધાથી મુક્ત જનોએ દૂર રહેવું જોઇએ. ગુજરાન માટે હજારો ધંધા છે. કેટલાક નીચ લોકો ઘર, દુકાન કે મીલોનો વીમો ખરી કિંમત કરતાં વધારે કીમતથી ઉતરાવીને પછી તે બાળી મુકે છે અને વીમાવાળા પાસેથી પૈસા ઓકાવે છે. આવા લોકો હિંસાના પાપ ઉપરાંત વિશ્વાસઘાતના ગુન્હેગાર પણ બને છે.



## दिवस ६ ठ्ठा.

# અન્યજનોના હક્ક ડુબાવશો નહિ.

*"Do unto others as you would be done by"*




ઇઓ અને બ્હેનો ! 'आत्मवत् सर्व भूतानि' અર્થાત્ 'સર્વ પ્રાણીને આપણા જેવા જ ગણવા' એ બોધની ત્હમારા હૃદયમાં છાપ પાડવા હું આજ કેટલાક દિવસથી મ્હારા અલ્પ જ્ઞાનનો ઉપયોગ કરૂં છું; પણ એ વિષય એવો બ્હોળો છે કે, ત્હેના સમ્બન્ધમાં જેટલું બોલીએ તેટલું થોડું જ ગણાય. એ એવો પવિત્ર અને સર્વ જીવોને સુખદાયક વિષય

છે કે, એના વિષે બોલતાં જેટલી આળસ કરૂં તેટલો હું ગુન્હેગાર થાઉં અને તેટલો મનનો આનંદ ખોઉં. દરેક ધર્મના ઉપદેશકોએ જો કોઈ ઉપદેશ માટે પોતાની સર્વ શક્તિ અને જ્ઞાનનો ઉપયોગ કરવો જોઇએ તો તે ઉપદેશ બીજો કોઈ નહિ પણ **आत्मवत् सर्व भूतानि पश्येत्** અથવા "*Do unto others as you would be done by*" એ જ છે.

ત્હમારામાંના ઘણાખરા એમ સમજતા હશે કે, આપણે મનુષ્યહત્યાનો જે મહા ભયકર દોષ તે તો નથી જ કરતા. પણ ત્હેમને કદાચ ખબર નહિ હોય કે, મનુષ્યના વ્યાજબી હક્કો છીનવી લેઇને ત્હેને મહા કષ્ટ આપવાનો અપરાધ તેઓ એકાદવખત નહિ પણ અવારનવાર કરે છે.

**કન્યાવિક્રય** કરનારા આપણા મનુષ્ય ભાઇઓ પોતાની કન્યાના હક્ક ડુબાવે છે એમ કોણ નહિ કહે? કન્યાને પોતાને યોગ્ય શારીરિક તેમ જ માનસિક સંપત્તિવાળો પતિ માગવાનો-મેળ-

વવાનો હક્ક છે. કારણ કે ત્હેની સોબતમાં અને ત્હેની તાબેદારીમા ત્હેને આખી જીંદગી કહાડવાની છે જ્યહારે એક પિતા પોતાની પુત્રીને **પોતાના લોભની ખાતર** વધારેમા વધારે કિંમત આપનારા બુઢ્ઢાને અગર તો દુરાચરણીને ઘેર વેચે છે (અગર ખોટી કુલીનતામાં તણાઇ મૂર્ખ બાળકના હાથમા સોંપે છે) ત્યહારે તે બિચારી કાં તો દુઃખથી સેકાઇ સેકાઇને દેહ મુકે છે, અગર આપઘાત કરે છે, અગર દુરાચરણ શીખે છે, કે જહેના પરિણામે ગર્ભપાત અને બાળહત્યાના ત્રાસદાયક પાપ પણ તેને કરવાં પડે છે અને ઘણા ભવના ફેરા ટાળવા મળેલો અમુલ્ય મનુષ્ય ભવ તે બીચારી હારી બેસે છે. **આ સર્વમાં કારણભૂત તેનો સ્વાર્થી અગર મૂર્ખ પિતા જ છે,** કે જે પોતાની પુત્રીના બ્યાજબી હક્ક ડુબાવતા જરા પણ વિચાર કરતો નથી. **"न कन्यायाः शुल्कम् गृह्णियात्"** અર્થાત્ "કન્યાના લાળા (પૈસા) ન લેવા" આદિ

ઘણા શબ્દોથી ધર્મ-પુસ્તકોમાં તો એ દુષ્ટ કાર્યનો નિષેધ કર્યો છે, પરંતુ જહેમને પોતાની જ પુત્રી ઉપર દયાનો જરા જેટલો અંકુર નથી ત્હેમને શાસ્ત્રવચનો સંભળાવવાથી શું અસર થવાની હતી ? તેઓ તો આપખુદીથી જ એ કામ કરે છે અને આપોઆપ જ ત્હેનાં માઠાં ફળ થોડા વખતમા ભોગવે છે ત્યહારે જ શીખામણ પામે છે, કારણ કે એ નાક કપાવીને મેળવેલો પૈસો ઘરમાં આવ્યા પછી થોડા જ વખતમાં દુશ્મનના માણસની માફક ઘરના પૈસાને અને કોઠીમાંની જારને તથા ફાટયાતુટયા ગાભાને પણ સાથે લઇને છટકી જાય છે અને નાક ખોયું તે વ્યાજમાં ! છોકરીના નિસાસા લીધા તે ઉપર માગ્યામાં! અને આત્મકલેશ થયો તે નફામાં !

પુત્ર અગર પુત્રીને સંસાર ભાર ઉપાડવાની શક્તિ આપવા અગાઉ ત્હેમના ઉપર સંસાર-શકટનુ ધુસરૂં નાખી દેવું—ત્હેમને પરણાવવાં, એ પણ ત્હેમના હક્ક ડુબાવવા સરખું જ કામ છે.

દિવસે દિવસે ધંધા રોજગારની હરીફાઈ વધતી જવાને લીધે શરીર તેમ જ મગજ બન્નેની પુષ્ટી સિવાય દુનિયાની હરીફાઇમાં ઉતરવાથી બહુ ખમવું પડે છે, તે કોણ નથી જાણતુ? બીચારો છોકરો ૧૨–૧૪ વરસની ઉમરનો હોય, હજી તો હેના અવયવો પૂરા ખીલવા પણ પામ્યા નહોય તે પહેલા—હજી તો હેની વિચારશક્તિ પૂરો વિકાશ પણ પામી નહોય તે પહેલા, તે અભ્યાસને લાયક બાળકને કસાઇ જેવા માબાપ પતિ બનાવી દે છે અને હેની સાથે હેનુ સુખ પણ પતી જ રહે છે. પતિ–પત્નીની ફરજો સમજવા પામ્યા પહેલાં પુત્રને પતિ અને પુત્રીને પત્ની બનાવવાનો હક્ક કોઈ માબાપને નથી જ. કાં તો મોટાઈમાં આવી પડીને અથવા તો લાડઘેલા થઈને અગર તો પૈસાના લોભથી–ગમે તે કારણથી બાળલગ્ન કરાવનારાં માબાપ પોતાના આધારે રહેલા બાળકોનો વિશ્વાસઘાત કરનારાં જ ગણાય, તેમજ હેમના હક્ક ડુબાવનાર અને

જરા આગળ વધીને કહીએ તો-ત્હેમના **હિંસક** પણ કહેવાય. અંગ્રેજો તેમજ આપણા ડાહ્યા લોકો કહે છે કે, "સુંદરી શોભે સમર્થને, બીજે દુઃખનુ ધામ" તે શુ ખોટું છે?

સ્ત્રી-પુત્રાદિને ગુલામ માફક ગણવાં—ત્હેમને **ઘટતી** છુટ ન આપતાં તદ્દન જ પોતાની સાંકડી બુદ્ધિના ગુલામ બનાવી દેવાં, એ પણ ત્હેમના હક્ક ડૂબાવવાનુ કામ છે. મ્હારૂ કહેવું એમ નથી કે સ્ત્રીઓને પુરૂષ માફક જ પૂરી સ્વતંત્રતા આપો; પણ સ્ત્રીને બોલવા દેવાની, પોતાનો સ્વતંત્ર મત જાહેર કરવાની, સખીમંડળમાં હરવા ફરવાની, મરજી આવે તે ધર્મ પાળવા દેવાની છૂટ ન આપવી તે અને પુત્રને બાળમિત્રો સાથે રમવાની બંધી કરવી તે એક ધિક્કારવાજોગ નિર્દયતા છે. ઘણીએ સ્ત્રીઓની મતિ એને લીધે મુઝાઈ ગયેલી અને ઘણાએ છોકરાની બુદ્ધિ જડ થઈ ગયેલી આપણા જોવામાં આવે છે. સ્ત્રી અને પુત્ર તરફની ફરજો જાણ્યા પહેલાં પતિ કે પિતા બન-

કોઈ મનુષ્યની ગુપ્ત વાત જાહેર કરવી, નિંદા કરવી અગર ખોટું આળ ચ્હડાવવું ત્હેમા પણ ત્હેના હક્ક ડુબાવવાનો ગુન્હો સમાયલો છે. માણસ પોતાની મહત્તા વધારવા માટે તથા બીજાની મહત્તા ઘટાડવા માટે એવા રસ્તા શોધે છે. એથી સામો માણસ બેઆબરૂ બને છે, વખતે ધંધો રોજગાર ખોઇ બેસે છે, વખતે આપઘાત પણ કરે છે. આવા પ્રપંચીને શાસ્ત્રોમા મહા ઘોર કુકર્મ કરનાર કહ્યા છે. તેઓ તે કુકર્મના પરિણામે મરીને ગર્ભમાં આડા આવે છે અને છેદાય છે.

* * *

રત્નમાલામાં કહ્યું છે કે—

**मम्मंनउल्लाविज्जइ, कस्सविआलंनदिज्जइकयावि**
**काविनउक्कोसिज्जइ, सज्जण मग्गो इमो दुग्गो**

" કદ્હારે પણ મર્મ વચન બોલવું નહિ, કોઇના ઉપર આળ ચ્હડાવવું નહિ, કોઇના ઉપર આક્રોશ કરવો નહિ· એવો કઠીન માર્ગ સજ્જનોનો છે."

તો તે **બીજા** તરફ એવી વર્તણુક ચલાવે નહિ.

આપણાપર વિશ્વાસ રાખીને કોઈ માણસ આપણને કહે કે, 'મ્હારૂં આટલુ કામ ત્હમે કરજો.' તે માણસ વિશ્વાસને લીધે આપણા ઉપર ચોકી રાખતો નથી. છતા જો આપણે ત્હેને ઠગીએ તો તે કેવો મોટો અન્યાય કહેવાય ? અને પોતે વિશ્વાસથી ઠગાયો એમ જાણવામાં આવતાં ત્હેના આત્માને કેટલો ક્લેષ થાય ? વિશ્વાસઘાતી માણસ **સજજનોનો દ્રોહ** કરે છે; કારણ કે એવા વિશ્વાસઘાતી જનોથી ઠગાયલા નરો સજજનોનો પણ વિશ્વાસ કરતાં અચકાય છે, અને વિશ્વાસ વગર તો કાંઈ પણ બનવું મુસ્કેલ છે, માટે પોતે તેમજ સામો પક્ષ બન્નેને ઘણું ખમવું પડે છે. આનુ કારણભૂંત તો પેલા વિશ્વાસઘાતી નરો જ છે. આ જોતાં શાસ્ત્રકારોના શબ્દો તદ્દન સાચા જ જણાય છે કે, પૃથ્વિને જેટલો બોજો સાત સાગર અને અને મેરૂ પર્વતનો નથી તેટલો વિશ્વાસઘાતી નરોનો છે.

ત્હમારી પાસે કોઇ વિધવા, બાળક કે અન્ય જન પોતાની દોલત અગર કાંઇ ચીજ સાચવવા મુકે અગર વ્યાજે મુકે ત્હેને ત્હમે બથાવી પડો અને સામા માણસને કકળાવો તે પણ મ્હોટો વિશ્વાસઘાત છે તમારો શેઠ કે માલીક જે ત્હમને પૈસા આપી કામ સોપતો હોય ત્હેને સંતોષ ઉપજે એવુ કામ ન કરો અને પછી કહો કે: "હુ શું કરૂં ? એ કામ જ એવું છે કે મારાથી ન જ બને, મ્હે મહેનતમાં કાંઇ કસુર રાખી નહોતી," એ પણ વિશ્વાસઘાત છે.

આજના ઉપદેશમાં વિશ્વાસઘાત અને કૃતઘ્નતા એ બે વિષય મ્હે હાથ ધર્યા છે. કૃતઘ્નતાનો દોષ કરનારા વિશ્વાસઘાતનો દોષ કરનાર કરતા કદાચ ઓછી સંખ્યામાં હશે ખરા, પણ તે દોષ કાંઇ ત્હેનાથી ઓછો ભયંકર નથી. કોઇ મનુષ્ય અગર મનુષ્ય સિવાયનુ બીજું પ્રાણી આપણી કાંઇ પણ સેવા બજાવે ત્હેના બદલામા ત્હેની જેટલી સેવા બજાવીએ તેટલી થોડી છે. અને એવી રીતે ઉપ-

પુત્રીને ઉછેર્યા, જે ગુરૂએ અત્યંત મહેનત લઇ શિષ્ય-શિષ્યાને વિદ્વાન-સુનીતિવાન બનાવ્યા, જે જ્ઞાતિએ ત્હેની અંદરનાં મનુષ્યોના સ્ત્રી-પુત્રાદિકને સામાજિક સગવડોથી સુખી કર્યાં, જે રાજાએ પોતાની પ્રજાના ધન-માલ-કુટુંબનુ દુશ્મનોથી રક્ષણ કર્યું; તે માબાપ, તે ગુરૂ, તે જ્ઞાતિ અને તે રાજાનુ અહિત ઇચ્છનાર કે અહિત કરનાર પાપી પ્રાણી આ પૃથ્વીને ખરેખર સપ્તસાગર કરતાં પણ વધારે બોજા રૂપ છે, એમ કહેવામા જરા પણ અતિશયોક્તિ નથી જ.

અભિમાનમાં તણાઇ જઇને કેટલાક નીચ લોકો નાતજાતમાં તડ પડાવે છે, કલેષ ઉત્પન્ન કરે છે અને કલેષને પાણી પાય છે, તે પણ ખરેખર જ્ઞાતિના દ્રોહી જ છે. આ તડનાં પરિણામમાં મનુષ્યોની નીતિ ભ્રષ્ટ થાય છે, સંપ તુટી જવાથી

---

અઘટિત ટકોર મારવાની આદતને લીધે એ નિષેધ તે આદેશનુ રૂપ પકડે છે અને સ્વાભાવિક રીતે જ છોકરાં અવિનય શીખે છે.

નીચા દુષ્કાળ વખતે ત્હમે જોયું હશે, કે ઘણા લોકોએ પોતાનાં ઢોર વેચી માર્યા અગર પાંજરાપોળમાં મુક્યા હતાં. જ્યહા સુધી એ ઢોર ત્હેમને દુધ કે સ્વારી કે ખેડ આપતા ત્યહા સુધી તો ત્હેમણે ખોરાક આપ્યો પણ જ્યહારે તેઓ ખોરાકની તંગીને લીધે તેમ ન કરી શક્યા અગર ત્હેમનો ખપ ન રહ્યો અગર ત્હેમનુ પુરૂં કરવામા માલીકને ઘણુ ખર્ચ થવા લાગ્યુ, ત્યહારે તે બિચારાને જ્યહાં ત્યહાં વેચી માર્યા અગર પાંજરાપોળમાં મુકી દીધા ! આ કેવી નીચ કૃતઘ્નતા ! કેટલી નિંદ્ય સ્વાર્થપરાયણતા ! અરે સ્વાર્થી મનુષ્યો ! કહો કે તમારી વૃદ્ધાવસ્થામા ત્હમને ત્હમારા પુત્રો સતાવે અગર ઝુંપડામાં નાખી મુકી બુમો પાડવા દે, તો પરમકૃપાળુની કૃપા માગવાનો ત્હમને શો હક્ક છે ?

* * *

कुटसाक्षीसुहृत्द्रोही कृतघ्नोदीर्घरोषण ।
चत्वारकर्मचंडाला पंचमो जातिसंभवः ॥

ખોટી સાક્ષી પુરનાર, મિત્રજન ઉપર દ્રોહ કરનાર, કરેલા ગુણનો ઓળવનાર (કૃતઘ્ની) અને ઘણા કાળ રોષ રાખનાર એ ચારે **કર્મ ચાંડાલ** કહેવાય છે. અને પાંચમો તો ચાંડાલ જાતિમાં ઉત્પન્ન થવાથી **જાતિ ચાંડાલ** છે."

---

## दिवस ८ मो

## ખોરાકની બાબતમાં બેદરકાર બનશો નહિ.

"આહાર તેવો ઓડકાર"—ઘરગતુ કહેવત.

---



ભાઇઓ અને બ્હેનો ! આજે હું તમારી શરીરસંપત્તિના રક્ષણની કેટલીક વાત કરીશ તે બાબતના બોલતા ખોરાક, પાણી, મળમૂત્ર, ઘરની વ્યવસ્થા વિગેરે વિષયો ઉપર મારે જુદું વિવેચન કરવું જોઇએ. પ્રથમ તો આજે આપણે ખોરાકની જ વાત કરીએ

જે મુખ્ય ચીજને સર્વ શાસ્ત્રકારો તથા ડા-
ક્ટરો અને તત્વજ્ઞાનીઓ ખોરાક તરીકે વાપરવા
મના કરે છે, તે ચીજ અર્થાત્ માંસખોરાક સ-
મ્બન્ધી તો મ્હેં ત્હમને પુષ્કળ કહ્યું છે. પરંતુ તે
સિવાય બીજી પણ કેટલીક ચીજો છે, કે જ્હેનો
ખોરાક તરીકે ઉપયોગ શાસ્ત્રકારો અને શાણા
પુરૂષોએ નિષેધ્યો છે.

એવી ચીજોમાં પહેલે નંબરે દારૂ છે. દારૂ એ
બુદ્ધિવંતને મૂર્ખ, બળવાનને બળહીન અને ધર્મિ-
ષ્ઠને પાપિષ્ઠ બનાવી દે છે. દારૂથી મહારાજાઓએ
રાજ્ય ખોયાં છે; દારૂના જુસ્સામાં સેંકડો લડા-
ઇઓ અને સંખ્યાબંધ ખૂન થયાં છે. શરીરને
શિથિલ બનાવનાર એ શત્રુ મગજને અને ન્યાય-
બુદ્ધિને ભ્રષ્ટ કરી દે છે. મદિરાના શોખિનોમાં
વ્યભિચાર તો પહેલા નંબરનો દોસ્ત બને છે.
મદિરાપાન માટે માંસભક્ષણની માફક સર્વ ધર્મમાં
નિષેધ છે તે ઉપરથી તથા મદિરાની ખાસ આ-
દતવાળા યુરોપિયન લોકોએ જ દારૂ નિષેધક મંડ-

ણીઓ સ્થાપીને ઠેરઠેર ઉપદેશ કરવા માંડયો છે: તે ઉપરથી હરકોઈ માણસ વિચાર કરી શકશે કે, એ ખરેખર નુકશાનકારક જ પદાર્થ હોવો જોઇએ. છતા દીલગીરીની વાત છે કે, મુસલમાન, પારસી અને ખ્રિસ્તિ ભાઇઓ સાથે એ કુટેવ **ઊંચ** વર્ણના **હિંદુઓ** પણ દેખાદેખીથી શીખવા લાગ્યા છે. જુવાન મિત્ર ' જો તું દારૂના પ્યાલાની દોસ્તીમાં મઝા માનતો હોય તો જાણજે કે, ત્હમારા બેની મિત્રતામાં **વિનાશ** નામનો ત્રીજો મિત્ર જલદી જ આવી મળશે. અને "અયે કમનશીબ બંધુ! એ ચળકતા પ્રવાહીના દરેક પરમાણુમાં અસંખ્ય શત્રુઓ ત્હને ફોસલાવીને ત્હારા શરીરમાં પ્રવેશ કરવા માટે જ સંતાઇ રહેલા છે—એટલા જ માટે કે જ્હેથી તેઓ ત્હારામાં પડ્યાં.પડ્યાં નિરાંતે પોતાનો ભક્ષ કર્યા કરે."

**मद्ये मांसे मधुनि च नवनीते बहिष्कृते ।**
**उत्पद्यंते विलीयंते सुसूक्ष्म जंतुराशयः ॥**

"મદિરા, માંસ, મધ તથા (છાસમાંથી બહાર

કાઢેલા) માખણમા ઝીણા જંતુઓનો સમુહ 'ઉત્પન્ન થાય છે ને નાશ પામે છે."

મધમાં મધમાખે મુકેલા અસંખ્ય ઇંડાંનો, મધના ભક્ષણથી નાશ થાય છે, એટલુંજ નહિ પણ સેંકડો માખીઓએ ઘણી મહેનતે એકઠો કરેલો ત્હેમનો ખોરાક બથાવી પડવાથી માણસ મોટી ચોરીનો દોષ વ્હોરે છે.

વળી ખોરાક તરીકે કેટલીક તરકારી શાણા પુરૂષોએ વર્જવા જેવી છે. ડુંગળી, ગાજર આદિ કંદમૂળ અને રિંગણાં વિગેરેમાં પણ સંખ્યા વગરના બારીક જીવોનો સંહાર થાય છે અને એ તુચ્છાહારથી બુદ્ધિ પણ તુચ્છ થાય છે; એટલા માટે ઐતિહાસ પુરાણમાં કહ્યું છે કે:—

**यस्तुवृंताक कालिग मूलकानां च भक्षकः ।**
**अंतकाले स मूढात्मा न स्मरिष्यंति मामप्रिये॥**

"જે વેંગણ, કાલિંગડો, મૂળા વિગેરે ખાય છે તેઓ મૂઢાત્મા બની અંતકાળે મ્હને (અર્થાત્ પ્રભુને) સંભારી શકશે નહિ (અર્થાત્ ત્હેનુ ચિત્ત

બીજી વસ્તુમાં રહી તે અધોગતિ પામશે.)

પર્યુસણી અને ઘણા દિવસના રાખી મૂકેલા લોટમા ઘણા જંતુઓ ઉત્પન્ન થાય છે. ત્હેમાં ખાંડ નાખવાથી એ જીવો ઉભરાઇ આવી દૃષ્ટિએ પણ પડે છે. તેમજ બોળ અથાણામાં પણ અસંખ્ય સૂક્ષ્મ જીવોની ઉત્પત્તિ અને વિનાશ થયા કરે છે. માટે તે ખાવા યોગ્ય નથી. **આટો તાજો વાપરવાથી શરીરને ઉલટો વધારે** પૌષ્ટિક છે, અને જીવોની હિંસા બચે છે. તેમજ અથાણાં પણ બીજાં ઘણી જાતનાં અને સ્વાદિષ્ટ બને છે તો આવા મહા પાપમય અથાણાં વગર શું પડી રહે છે?

ઘણાક લોકો કે જેઓ માંસાહારને ધિક્કારે છે તેઓ 'કૉડલીવર ઑઇલ' અને બીજી પ્રાણી શરીરમાથી બનતી પૌષ્ટિક દવાઓ તો ખુશીથી ખાય છે. કદાચ ત્હેમાંનો મોટો ભાગ આ વાતથી અજાણ હશે કે, કૉડ નામની માછલીનું તેલ એ જ કૉડલીવર ઑઇલ છે, તેમજ પૌષ્ટિક

તરીકે આપાતી બીજી કેટલીક દવાઓ ઈંડાંમાંથી અને બીજા પ્રાણીજ પદાર્થોમાંથી બનાવેલી હોય છે. માટે તેવી દવાઓ કદી ન જ વાપરવી. તાકાદ આપવા માટે વનસ્પતિની ઉત્તમ દવાઓ ઘણીએ છે. ધન્ય છે તે **જર્મન** ડૉકટર **શ્યુસ્લર**ને, કે જહેણે સર્વ પ્રકારના રોગોનુ મૂળ કારણ શોધી કહાડીને નવીન ઇલાજ તરીકે ૧૨ પ્રકારના ક્ષારનું શોધન કર્યું છે, કે જહેમાં હિંસા કરવી પડતી નથી, દવા ઘણા જ નાના પ્રમાણમાં લેવાની હોય છે, ત્હેનાથી મોં કડવું થતું નથી અને દરદ તાકીદે મટે છે; તથા જે જે સત્વોની તગીને લીધે શરીર ક્ષીણ પડતું જાય છે તે સત્વો પૂરાં પાડીને ક્ષીણતા અટકાવી શરીરને વિકાશ પામવા સગવડ કરી આપે છે. આ શોધને 'Bio chemistry' અગર 'જીવન–રસાયણ વિદ્યા' કહે છે. દરેક માણસે તે વિદ્યાનાં સરળ સિદ્ધાંતો શીખીને પોતે જ પોતાનો વૈદ્ય બની દરદ અને દોષથી દૂર રહેવા કોશીશ કરવી જોઇએ.

કયા પદાર્થો અભક્ષ્ય છે તે કહ્યા પછી હવે હું તમને **કયો સમય** આહાર માટે વર્જવા યોગ્ય છે તે જણાવીશ. કેટલાક એમ માને છે કે, માત્ર શ્રાવકો જ રાત્રે ખાવાનુ પસંદ કરતા નથી; પરંતુ **બ્રાહ્મણોના પદ્મ** પુરાણમાં કહ્યું છે કે:—

**अस्तं गते दिनानाथे, आपो रुधिरमुच्यते ।**
**अन्नं मांससमं प्रोक्तं मार्कंडेन महर्षिणा ॥**

"**માર્કંડ** નામના મહા ઋષિએ કહ્યું છે કે, સૂર્ય અસ્ત થયા પછી પાણી તે લોહી સમાન અને અન્ન તે માંસ સમાન છે." તેમજ ઈંગ્લાંડમાં નૉર્મન રાજાઓના વખતમા એટલે ઈ. સ. ૧૧ મા સૈકામાં સધ્યા સમય પહેલાં વાળુ કરવાનો રીવાજ હતો. તે વખતની એક કહેવત રૂપ થઈ પડેલી કહીનો એવો અર્થ છે કે:—

"પાચ વાગ્યે ઉઠવું અને નવ વાગ્યે જમવું,
"પાંચ વાગ્યે વાળુ અને નવ વાગ્યે સૂવું—
"એથી નેવ ને નવ વરસ જીવાય છે."

પરંતુ હું ત્હમને માત્ર આ પુરૂષોનાં વચનો ઉપર અંધ શ્રદ્ધા રાખવા ભલામણ કરતો નથી. ધર્મ અગર વ્યવહારના સિદ્ધાંતો અમુક શાસ્ત્ર, કારણોથી જ બંધાયા હોય છે અને રાત્રિભોજનની બાબતમાં પણ તેમ જ છે.

વૈદક વિષય ઉપર પ્રમાણભૂત તરીકે મનાતા **આયુર્વેદ**માં ત્હેનુ કારણ એવું આપ્યું છે કે:—

**हृन्नाभिपद्मसंकोच श्चंडरोचिरपायतः ।**
**अतो नक्तं न भोक्तव्यम् सूक्ष्म जीवादनादपि ।**

" આ શરીરમાં હૃદયપદ્મ અને **નાભીપદ્મ** એમ બે પદ્મ છે. તે સુર્યાસ્ત થવા સાથે સંકોચાઇ જાય છે; ત્યાર પછી ખાવાથી શરીરમા વ્યાધિ થાય છે અને સૂક્ષ્મ જીવોનો સંહાર થાય છે."

વળી રાત્રિમાં જે રંગનો આહાર લેવામા આવે છે તે રંગના તમસ્કાય જીવ તે આહારમા ઉત્પન્ન થાય છે, ત્હેનો હોજરીમાં પ્રવેશ થવાથી એ જીવોની

હિંસા થવા ઉપરાંત આપણી તબીઅતને પણ નુક-
ાન થાય છે,

ડૉક્ટર હૉલ, ઍમ્ ડી. નામનો પ્રખ્યાત અ-
મેરિકન તબીબ પોતાના દરદીઓને દવા સાથે રાત્રિ
ભોજનત્યાગનું અનુપાન આપતો.

કેટલીક વાર નાશજનક પરિણામ પણ રાત્રિ-
ભોજનમાથી થતાં જોવામાં આવે છે. ધોલેરા બંદ-
રમાં થોડા વખતની વાત ઉપર એક શેઠના મુનીમે
રાત્રિના વખતે ચ્હા તૈયાર કરી અને તે જ ગામના
બે વિશા શ્રીમાળી વણિક મિત્રોને પોતાની સાથે
તે પીવા આગ્રહ કર્યો. ત્હેમાંનો એક રાત્રિભોજન
નહિ કરતો હતો તેણે તે પીધી નહિ અને બીજાએ
પીધી. ઘરધણી તેમજ તે બીજા મિત્રે ૦ા કલા-
કમાં વમન કર્યું અને ૧ા કલાકમાં પ્રાણ તજ્યા.
સવારમાં સરકારી અમલદારો આવ્યા અને તપાસ
કીધી તો માલુમ પડ્યું કે, ચ્હાની અંદર ગરોળી
પડી હતી. બચી ગયેલો વણિક અદ્યાપિ હયાત છે.

मेधां पिपीलिका हन्ति यूका कुर्याज्जलोदरं।
कुरुते मक्षिका वांतिं कुष्ट रोगं च कोलिकः॥
कंटको दारुखंडं च वितनोति गलव्यथाम्।
व्यंजनांतर्निपतितं तालु विध्यति वृश्चिकः॥

"રાત્રિભોજનમાં કીડી આવે તો બુદ્ધિનો નાશ કરે છે, જુંં જલોદર કરે છે, માખી ઉલટી કરે છે, કોલિક કોઢરોગ કરે છે, શાકમાં કાંટો કે લાકડાનો કટકો આવે તો ગળામાં વ્યાધિ કરે છે અને વીંછી આવે તો તાળવાને વિંધી નાખે છે."

પુરાણમાં નર્કગતિનાં ૪ દ્વાર બતાવ્યાં છેઃ-(૧) રાત્રિભોજન (૨) પરસ્ત્રીગમન (૩) માંસાહાર અને (૪) અનંતકાય અર્થાત્ કંદમૂળાદિનો આહાર. એમાં **તત્વ** સમજવાની જરૂર છે. રાત્રિભોજનને માત્ર જીવોની હિંસા થવાના કારણથી જ નર્કદ્વાર ઠરાવ્યુંછે એમ નહિ, પણ એક બીજી **બારીક વાત વિચારવા જેવી છે.** આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ ચાર સંજ્ઞા સર્વ પ્રાણીઓની માફક મનુષ્યમાં

જન ત્યાગનો અભ્યાસ ધીમેધીમે વધારવાથી બીડી, સોપારી, હુક્કો આદિ વ્યસન કેટલેક કાળે છૂટી જાય છે.

**કયો** ખોરાક ન ખાવો અને **ક્યારે** ન ખાવું એ બે વિષે બોલ્યા પછી હવે હુ ખોરાક સમ્બંધી પરચુરણ છુટક છુટક સૂચનાઓ કરીશ.

તપાસ્યા વગર કાંઈ પણ ચીજ રાંધવી કે ખાવી નહિ; એમાં પરજીવની દયા કરતાં સ્વશરીરના રક્ષણનો હેતુ પ્રધાન છે.

સડેલુ ધાન તડકે નાખવું નહિ, પણ ત્હેને યુક્તિપૂર્વક અને યત્નપૂર્વક સાફ થાય તેમ હોય તો સાફ કરીને જીવોને જીવાતખાને નાખવા; અગર મૂળથી જ કાળજી રાખી હોય તો એમ પણ કડાકુટ કરવાની જરૂર ન રહે. સડો વધારે જણાય તો બધું ધાન જીવાતખાને નાખવુ અને બીલકુલ લોભ નહિ જ કરવો.

રાધવાના સાહિત્યો જેવાં કે માટી અને ધાતુ વિગેરેનાં વાસણો, બળતણ. ચુલો વિગેરે એક

પુંજેણી વગર બીજી કોઇ સુંવાળી ચીજથી લુછીને સાફ કરીને જ વાપરવાનો રીવાજ રાખવો. એથી જીવદયા ઉપરાંત સ્વરક્ષણ થાય છે. 'ચા'દાનીના નાળચાંમાં ગરોળી ભરાઇ રહેવાથી તેમાં વગર જોયે કરેલી ચ્હા પીનારના પ્રાણ ગયાના દાખલા ઘણા સાંભળવામા આવ્યા છે. ઘંટીના ગાળામાં ઉંદરના બચ્ચાં, સાપ, પરડોતરાં વિગેરે ઘણીવાર બેદરકાર દળનારીની મૂર્ખાઇથી દળાઇ જાય છે અને આટો ઝેર થાય છે. બળતણને હમેશ (અને ખાસ કરીને ચોમાસામા) ભાગી, કાળજીથી તપાસીને, ખંચેરીને પછી જ વાપરવું. પુંજો વાળવાની સાવરણી સુવાળી ચીજની અને હમેશ સૂકી (ભિંજાયલી નહિ) વાપરવી. કારણ કે મુંઢી, બીની અને ખજુરી આદિની બનાવેલી સાવરણી જમીનપરના જીવો માટે તરવારનું કામ કરે છે.*

---

* કેટલાક દયાળુ લોકો શણની પુંજણીઓ (સાવરણી), ચાળણીઓ, છાબો વિગેરે ભાગીને ચાળી કાઢવા માટે વાસના ચાળણો વિગેરેની લ્હાણી કરે છે, કે, જેથી લોકો તેના ઉપયોગ વડે પ્રાણીરક્ષણ કરે છે

ઘરના ખુણાખોચરામાંથી દરરોજ સંભાળપૂર્વક પુંજો કઢાતો હોય તો ખાતી વખત ખાણામાં ધૂળ અને જંતુઓ આવી પડે નહિ વળી કરોળીઆ, મચ્છર, માંકડ આદિ જંતુઓની ઉત્પત્તિ ન થાય. અને જો ત્હેમનો ઉપદ્રવ જ ન થાય તો પછી ત્હેમની ઘાત કરવાનો દોષ ક્યહાંથી જ લાગે ?

પાણીઆરૂ અને રસોડાની જગાએ કપડાના ઉલેચ અને બની શકે ત્હેણે લાકડાની સીલીંગ જડાવવી જોઇએ, કે જ્હેથી ખાણામાં ધૂળ-બાવા જંતુ આદિ ઉડીને પડે નહિ.

રાંધેલું ધાન અને પ્રવાહી તથા ચીકણા પદાર્થો કદી પણ ખુલ્લાં મુકવાં નહિ. કારણ કે ત્હેમા માંખી, કુદાં, પતંગીઆ, કીડી, મંકોડા વિગેરે અને કોઈ વખતે ગરોળી, ઉંદર આદિ પડી જીવહિંસા થવા ઉપરાંત ખાનારને પણ નુકશાન વેઠવું પડે છે.

શાકભાજી ખાનારે સસ્તુ શોધવા જતાં સડેલુ શાક ન લેવાય એવી કાળજી રાખવી જોઇએ.



## दिवस ९ मो.

# પાણીની બાબતમાં બેદરકાર બનશો નહિ.

" કરકસર અને ઉડાઉપણુ એ બે તદ્દન જૂદી વાર્તા છે ".....................એક મુની.




લે તમને આહાર સમ્બન્ધી કેટલીક સૂચનાઓ કરી ગયો હતા આજે જળ સમ્બન્ધી કેટલીક કીમતી સૂચનાઓ કરીશ.

અન્ન અને જળ એ બે મનુષ્ય શરીરના મ્હોટાં ટેકા છે. એટલે કે આપણું જીવન જ એ છે, એમ

કહીએ તો પણ ચાલે; છતાં એ બન્નેની બાબ-તમાં ઘણા લોકો બેદરકારી બતાવતા જોવામાં આવે છે. જેમ દિવસમા બે વખત માફકસરનો અને સાદો વનસ્પત્યાહાર લેવો તે તન્દુરસ્તી આ-પનાર છે તેમજ દારૂ–ચ્હા–કાફી વિગેરે પ્રવા-હીઓ તજીને માત્ર શુદ્ધ જળ તરસ લાગે તેટલી વાર પીવું, એ પણ તન્દુરસ્તી આપનાર છે. જળ અને દુધ સિવાય બીજાં સર્વ પીણાં ( પાન ) ઓછા અથવા વત્તા પ્રમાણમાં નુકશાનકારક છે. દુધ ગમે તેટલો પૌષ્ટિક પદાર્થ છતાં તે કાંઈ પાણીની ગરજ સારી શકે નહિ.

પાણીની બાબતમાં પ્રથમ જે નિયમ સાચવ-વાનો છે તે એ કે, ત્હેને બરાબર ગળીને પીવું અને હમેશ ઢાંકયું રાખવું. " **जले विष्णु, स्थले विष्णु** " વિગેરે વિગેરે શ્લોકોનો હેતુ એટલોજ છે કે જલ, સ્થલ આદિમાં વિષ્ણુ અર્થાત્ જીવ રહેલો છે. માટે ત્હેમનો દુરૂપયોગ ન કરવો. જ-ળનો દુરૂપયોગ બે રીતે કરવામાં આવે છે:

જ અને તેટલુ જ વાપરવું એને કરકસર કહે છે. અને જરૂર નહિ એવે ઠેકાણે અને એટલા પ્રમાણમાં વાપરવું ત્હેને ઉડાઉપણું કહે છે. આપણામા ગંગાબાઈ અને **આધારબાઇની** વાત સુપ્રસિદ્ધ છે. રાજાએ ત્હેમના વચ્ચે પડેલા વાધાનો ચુકાદો આપવા માટે બન્ને પાસે ગાર ખું-દાવીને દરેકને હાથપગ ધોવા લોટા ભરી જળ આપ્યું **આધારબાઇએ** તે બધુ જળ ઢોળવા છતાં ત્હેના હાથપગ ગારથી ખરડાયલાજ રહ્યા અને તે, **ગંગાબાઇએ** પોતાને મળેલા પાણીમાંથી પોતાના હાથ પગ બરાબર સાફ કરી **વધારેલા** પાણીથી ધોવરાવ્યા ત્યહારે જ સાફ થયા. એ ઉપરથી રાજાએ ત્હેમનો ન્યાય આપ્યો હતો. મતલબ કે, પાણી જેવી બાબતમા જેઓ ઉડાઉપણું બતાવે તેઓ ધન, વખત, શક્તિ વિગેરેના વ્યયની બાબતમાં પણ કરકસર કરી જાણે નહિ.

કેટલાક ભોળા માણસો પાણી વધારે ઢોળવાથી, વારંવાર ન્હાવાથી અને તીર્થસ્નાનથી પુણ્ય

દાન-દક્ષિણા મેળવવાની લાલચથી કે પોતાની અને પોતે બનાવેલા દેવોની પ્રતિષ્ઠા વધારવાની ઇચ્છાથી જેઓ ત્હેમને સ્નાન તીર્થમા ‘કલ્યાણ’ સમાયલુ કહે ત્હેમનો ઉપદેશ માનવા પહેલા નીચેનો શ્રી કૃષ્ણે કહેલો શ્લોક યાદ કરજો.—

**आत्मा नदी संयमतोयपूर्णा**
**सत्यावहा शीलतटा दयोर्मिः ।**
**तत्राभिषेकं कुरु पांडुपुत्र**
**न वारिणा शुध्यति चांतरात्मा ॥**

“સંયમ રૂપી પૂર્ણ જળે ભરેલી, સત્ય રૂપી પ્રવાહવાળી, શિયળ રૂપી કીનારાવાળી અને દયા રૂપી મોજાંવાળી, એવી નદીને વિષે હે પાંડુપુત્ર ! ત્હમે સ્નાન કરો કે જહેથી ત્હમારો અંતરાત્મા શુદ્ધ થાય !”

હવે હું ત્હમને શરીરશુદ્ધિ સમ્બન્ધી કેટલીક સૂચનાઓ કરીશ. ગલીચાથી હવા બગડે છે, તેથી તબીઅત બગડે છે, જીવોત્પત્તિ થાય છે તેથી જીવોની હિંસાનો દોષ લાગે છે, વિગેરે ઘણાં નુકશાન ગલીચાંમાં સમાયલાં છે. માટે શરીર, વસ્ત્રો, ઘર, રાચરચીલાં, આંગણુ સર્વ સ્વચ્છ

રાખવું. માથાની સાફસુફ નહિ રાખવાથી જૂ, લીખ પડે છે, તે પેટમા જવાથી જળોદર થાય છે. શરીર તેમજ વસ્ત્ર મલીન હોય તો ત્હેમાં પણ જૂ ઉત્પન્ન થાય છે; વળી બિછાનાં સ્વચ્છ નહિ રાખવાથી ત્હેમા માંકડ ઉત્પન્ન થાય છે. જે લોકો પોતાના એદીપણાથી માંકડની ઉત્પત્તિ કરીને પછી ત્હેમને તડકે નાખે છે અગર માંકડ સહિત ખાટલા દરીઆમાં કે ગરમ પાણીમાં બોળે છે તે લોકો ખરેખર કુદરતનો મોટો અપરાધ કરે છે. એ જૂ–માંકડ પોતાના જ શરીરપર–પોતાના જ પરસેવાથી જન્મ પામે છે માટે મહાભારતમાં ત્હેમનુ "પુત્રવત્ રક્ષણ કરવા' કહ્યું છે, જહેનો ભાવાર્થ માત્ર એટલો જ છે કે, ત્હેને કોઈ રીતે મારવા નહિ પણ સહીસલામત સ્થળે સાવચેતીથી મુકી આવવા અને હવે પછી એવી સાફસુફ રાખવી કે જહેથી ત્હેમની ઉત્પત્તિ જ થાય નહિ.

પાણી સમ્બન્ધી બોલતાં જરા વિષયાન્તર થઇ ગયું તે માટે ક્ષમા ચાહી હવે પાણી ગળવા સમ્બન્ધી થોડુંક કહીશ.

પાણી ગળવાની વિધિના સમ્બન્ધમાં લિંગપુરાણમાં કહ્યું છે કે, "૩૦ આગળ લાંબુ અને ૨૦ આંગળ પહોળુ, એવા વસ્ત્રને બેવડું કરી જળ ગળીને વાપરવુ. અને તે વસ્ત્રમાં રહેલા જંતુઓને જળને વિષે નાખવા."

પાણી ગળવામાં પણ જીવદયા ઉપરાંત બીજો મોટો હેતુ રહેલો છે. તે એ છે કે, કેટલીક જગાનાં અળગણ પાણી પીવાથી વાળાનું દરદ થાય છે. જૈનોના સાધુઓ ઉકાળીને ઠારેલું પાણી વારંવાર ગાળીને પીએ છે તેથી ત્હેમને વાળા, ઉડતા રોગ, અપચો આદિ થવાનો સંભવ ઘણો જ ઓછો રહે છે. કેટલાક અજ્ઞાન લોકો પાણી ગળે છે ખરા, પરન્તુ સંખારો કુવા-તળાવમાં નાખી આવવાને બદલે ત્હેનો નાશ કરે છે એ મોટી ભૂલ છે. પાણીના નળે પણ કપડું બાંધવું જોઇએ અને તે અંવારનવાર બદલવું જોઇએ.

---

# दिवस १० मो.

## અસ્વચ્છતાની સોબત કરશો નહિ.

*"Cleanliness is next to Godliness"*

"સ્વચ્છતા એ પ્રભુતાથી બીજા નંબરે છે."

अशुचि करुणाहीनं अशुचि नित्यमैथुनम् ।
अशुचि परद्रव्येषु अशुचि परनिंदा भवेत् ॥

"દયાહીન થવું તે અશુચિ, નિત્ય નિત્ય મૈથુન સેવવું તે પણ અશુચિ, પરાયા દ્રવ્યમાં અશુચિ અને પરનિંદા પણ અશુચિ જ છે.




ચ્છતાની પ્રસ્તાવના રૂપ બે અક્ષર ગઈ કાલે જ હું બોલી ગયો છું. સ્વચ્છતા માનસિક અને શારીરિક એમ બે પ્રકારની છે. માનસિક સ્વચ્છતા એટલે વિકારોથી મન અને આત્માને અશુદ્ધ થવા ન દેવાં

તે; અને શારીરિક સ્વચ્છતા એટલે શરીર અને આજુબાજુની ચીજોને ગંદકી લાગવા ન દેવી તે. બન્ને સ્વચ્છતાનો સંસારી જનોએ વિવેક સાચવવો જોઇએ.

માનસિક અસ્વચ્છતામાં ચોરી, જૂઠ, વિશ્વાસઘાત, નિંદા વિગેરે ઘણી બાબતોનો સમાવેશ થાય છે; પણ તે સર્વમાં વધારે ભયંકર અશુચિ વ્યભિચારની છે. વ્યભિચારની અશુચિ સાથે વિશ્વાસઘાત, ચોરી, જૂઠ આદિ બીજી સેંકડો અશુચિઓ દોડી આવે છે, એટલું જ નહિ પણ એ જાતની અશુચિ શરીરની અશુચિને પણ ઉત્પન્ન કરે છે. વ્યભિચારી મનુષ્યોનો કોઈ વિશ્વાસ કરતું નથી, ત્હેનું મન પણ હમેશ ભટકતું અને પરતન્ત્ર હોય છે. ધર્મકાર્ય તો ત્હેને સૂઝતું જ નથી. આને લીધે વ્યભિચાર એ સર્વ દુર્ગુણોનો પિતા અને સર્વ દુ:ખોની ખાણ તથા જીવતાં તેમજ મુઆ પછી નર્કાવાસ રૂપ મનાય છે, એ બીલકુલ ખોટું નથી.

જેમ શારીરિક અશુચિ ઉત્પન્ન કરનાર મળ-
મૂત્ર અને કચરો છે તેમજ વિષયી જનોની
સોબત, રંગીલા-રસીલા બિભત્સ પુસ્તકો વાંચ-
વાનો શોખ અને એવાં જ નાટકો જોવાની
આદત એ જ વ્યભિચાર રૂપ અશુચિ ઉત્પન્ન
કરનાર કારણો છે. માટે એ સર્વથી દૂર રહેવું
એ શૌચના શોખીનોને અવશ્ય જરૂરનું છે.

એવો કોઈ પણ ધર્મ નથી કે જહેમાં વ્ય-
ભિચારને ધિક્કાર્યો ન હોય અને એ બાબત ઉપર
તો સર્વ ધર્મગુરુઓ સખત તિરસ્કાર કરે છે
વ્યભિચારનો દુર્ગુણ **મનનુ** કારણ છે. જો મા
ણસ સુન્દરતા તરફ નિહાળી નિહાળીને જોવા
આદત ન રાખે, મનને નિગ્રહમા રાખવાની લઢ
પાડે તો એ અશુચિથી બચી શકાય. સ્ત્રી
કેવી અશુચિભરી દેહી છે એનો ખ્યાલ કરવા
ટેવ હોય તો મન ત્હેમા ભટકે નહિ. તેમ
પરાયી સ્ત્રીમા માતા અગર બ્હેનની દૃષ્ટિ આ
પવાની ટેવથી પણ વ્યભિચાર વૃત્તિ ઘવા પા

નહિ. સ્ત્રીઓએ પતિ સિવાયના દરેક પુરૂષમાં સ્ત્રીપણું આરોપવાથી એટલે કે દરેક પુરૂષને પુરૂષ નહિ પણ સ્ત્રી તરીકે જોવાથી ત્હેના ઉપર મોહ ઉત્પન્ન થશે જ નહિ

વિષયરક્ત પુરૂષો અને સ્ત્રીઓ કુદરતનો પણ એક મહા ગંભીર અપરાધ કરે છે. જે વિર્ય વડે ત્હેમણે પોતાના અને પોતાના દેશના હિતનાં હજારો કામ કરવાનાં છે તે વીર્યને કુરસ્તે ફેંકી દેવું એ શું ગંભીર અપરાધ નથી ? ત્હમે ત્હમારા બાળકને બે આની આપો, તે એમ ધારીને કે તે સંગ્રહી રાખશે અગર કાંઈ સારી ચીજ લાવીને ખાશે; ત્હેને બદલે તે છોકરો ચાલ્યો ચાલ્યો કલાલના ઘેર જઇ દારૂ પી આવે, જુગારમાં ખોઇ આવે, તો ત્હમે શું ત્હેના ઉપર કોપ્યા સિવાય રહેશો કે ? ત્હમને જે વીર્ય કુદરતે આપેલા ખોરાકમાંથી મળે છે તે ઘણા થોડા જથામાં અને લાંબે વખતે બને છે ત્હેને વ્યભિચારમાં ગુમાવવું તે કાગડો ઉડાડવા માટે રત્ન

કેંદવા સરખું જ કામ ગણાય. ક્ષણવારની માની લીધેલી મઝા માટે આ લોક તેમજ પરલોકનાં મોટા દુઃખો સહન કરવાં પડે તે તદ્દન મૂર્ખતા જ છે. સુજ્ઞ જનોએ તો પોતાની સ્ત્રી તરફ પણ મિતવ્યયી થવુ જોઇએ. સ્ત્રીઓને વિષયવાસનાની તૃપ્તિનો સાચો માનનારા મૂરખો જ્યહારે ઠેરઠેર દૃષ્ટિયે પડે છે ત્યહારે મ્હારા અંતઃકરણમાં ત્હેમના ઉપર દયા આવે છે અને આંખમાં આસુની ધાર સાથે વિચાર થાય છે કે, આવા બાયલાઓ આ દેશની આથી પણ કેટલીક ખરાબ સ્થિતિ કરવા ધારે છે? જ્યહારથી આપણુ બ્રહ્મચર્ય ગયુ ત્યહારથી આપણુ શૌર્ય ગયુ, વિદ્યા ગઈ, બુદ્ધિ ગઈ, નીતિ ગઈ, સાહસ અને ધન ગયુ હવે કહો કે શુ રહ્યુ? અફસોસ! ન્હાના ન્હાના બાળકોને સ્ત્રી જેવી કટારી રમકડા તરીકે સોંપનાર મૂર્ખ માબાપો ક્યહારે સમજવા લાગશે કે એ કટારી ઘણા કામની છે—કીમતી છે તથાપિ બાળકને આપવાથી તો બાળકનું

મોત જ થવાનું અને કટારી પણ પોતાની અગર બાગવાની. આપણા ભાઇઓ અને બ્હેનોનાં શરીર નાનપણથી જ તવાયલાં ફીક્કા–નિસ્તેજ હોવાનુ કારણ એ જ છે કે, ત્હેમના માબાપોએ નાનપણથી સંસાર આરંભેલો તેમ જ વળી ત્હાર પછી તેઓ હમેશ વિષયરક્ત રહેલાં **પુત્ર** તરીકેની ફરજો બરાબર શીખ્યા પહેલાં **પિતા** તરીકે લા'વો લેવા તૈયાર થનારાઓ પુત્રોની કે પોતાની નૈતિક કે શારીરિક પૌષ્ટિ કેવી રીતે સાચવી શકે?

જેઓ પોતાના સંતાનને સુખી કરવા ઇચ્છતા હોય ત્હેમણે તો ત્હેમને યોગ્ય કેળવણી આપી ધંધે વળગાડીને જ દૂર રહેવું જોઇએ. પોતાની મેળે રળી, દુનિયાની મુશીબતોનો અનુભવ લઇ **પછી જ** તે પરણી લે ત્હેમાંજ ત્હેના સુખનો વાસ છે. આ નિયમ ઉપરાત સ્વસ્ત્રીમાં પણ મિતવ્યયી અને પરસ્ત્રીથી તદ્દન વિરક્ત રહેવાની સંલાહ આપી હવે હુ શારીરિક શુદ્ધિ ઉપર આવીશ.

શારીરિક શુદ્ધિ નહિ રાખવાથી માંકડ, જૂ આદિ જતુઓની ઉત્પત્તિ અને વિનાશ થયા કરે છે તે તો હુ અગાઉ કહી ગયોછું આજે તો ઘર, આંગણુ, સરસામાન આદિ સમ્બન્ધી છૂટી છૂટી સૂચનાઓ કરીશ.

ઘરની આગળ ઉંડી ખાળો, ગટરો છાણ વિગેરે રાખવાં એ રોગનુ ઘર છે. ત્હેમા કોહોવાણ ચાલ્યાં જ કરે છે અને એક અંતર્મુહુર્તમાં એટલે કે બે ઘડીમાં અસંખ્ય સમુર્ચ્છિમ જીવો ત્હેમાં ઉત્પન્ન થાય છે અને મરે છે, એ બાબત અંગ્રેજોએ સૂક્ષ્મદર્શક યંત્રથી ખાત્રી કરી છે. વળી ત્હેમા મ્હોટા કીડા ઉત્પન્ન થાય છે તે આપણે ઘણીવાર જોઇએ છીએ. કોહોવાણ અને બદબોથી હવા ખરાબ થાય છે, મરકી આદી ચેપી રોગો ફાટી નીકળે છે. અને અસંખ્ય જંતુઓનો નાશ થાય છે.

કોઈ પણ પ્રકારનુ ગંદુ પાણી, પીશાબ, ઝાડો આદિ એકઠા થવા જ દેવો નહિ. ગંદુ પાણી

ગામ બહાર ખુલ્લી જગામાં નાખી આવવું જોઇએ. પીશાબ ઉપર પીશાબ કરવાથી પ્રમેહ આદિ દરદોનો ચેપ લાગવા સંભવ રહે છે. તેમજ ઝાડા ઉપર ઝાડો કરવાથી પણ કેટલાક દરદોનો ચેપ લાગવા સંભવ રહે છે તથા અસખ્ય જીવોની ઉત્પત્તિ અને વિનાશ થાય છે. સૌથી સરસ રસ્તો તો એ જ છે કે, ૦ાા માઇલ કે ૧ માઇલ ચાલવું પડે તો પગ છુટા થાય અને સવારની તાજી હવા ફેફસાંમાં દાખલ થઇને લોહી સ્વચ્છ કરે એમ સમજી, ગામ બહાર ખુલ્લી કોરી જગામાં ઝાડો કરવા. માંદા માણસોનો ઝાડો, વમન, પીશાબ આદી કદી ભરી રાખવું નહિ પણ ત્હેમાં રાખ નાખી ગામ બહાર નાખી આવવું.

ચોખ્ખું પાણી પણ ઘરમા કે પડોશમા વધારે ઢાળવાથી ભેજ થાય અને તેથી સરદી, તાવ વિગેરેની પીડા થાય.

એંઠવાડ આંગણામાં ઢોળવા કરતાં અગર પોળના કુંડામાં નાખવા કરતાં ઢોરને પાઈ દેવો એ જ ઉત્તમ છે, કે જેથી તે નિરર્થક જતો

નથી, અને ગલીચી પણ થવા પામતી નથી એહની બાબતમાં એટલી પણ સૂચના કરવા જેવી છે કે, ભાણામા એટલો જ ખોરાક લેવો કે જેટલો ખાઈ શકાય. એંઠુ મુકવુ એ એક કુટેવ છે. 'અન્ન એ દેવ છે એટલા માટે એઠુ નહિ મુકવું' એમ હુ કહેવા માગતો નથી પણ હું તો કરકસરની દૃષ્ટિથી આ સૂચના કરૂછુ. દરરોજ અચ્છેર અનાજ એઠમા જાય તો વરસે ૪ાા મણ અનાજ ફેંકી દીધુ ગણાય. એઠું ન રાખવાની સાવચેતીથી ઘરના માણસો મિતવ્યયી, કરકસરીઆ અને સુઘડ થવા શીખશે.

શાણા સસારી જનોએ શરીરની અને ત્હેના આસપાસના પદાર્થોની સ્વચ્છતામા બરાબર કાળજી રાખવી જોઈએ, નહિ તો પોતાને અને પોતાના કુટુબને દુખી કરવા ઉપરાત નિર્દોષ પડોશીને પણ તે દુખી કરશે. કારણ કે અસ્વચ્છતાના માઠા પરિણામ આખા પડોશને તો શુ પણ આખા શહેરને અને કોઈ વખતે આસપાસના ગામોને પણ ભોગવવાં પડે છે.

ગામ બહાર ખુલ્લી જગામાં નાખી આવવું જોઇએ. પીશાબ ઉપર પીશાબ કરવાથી પ્રમેહ આદિ દરદોનો ચેપ લાગવા સંભવ રહે છે. તેમજ ઝાડા ઉપર ઝાડો કરવાથી પણ કેટલાક દરદોનો ચેપ લાગવા સંભવ રહે છે તથા અસંખ્ય જીવોની ઉત્પત્તિ અને વિનાશ થાય છે. સૌથી સરસ રસ્તો તો એ જ છે કે, ૦ાા માઇલિ કે ૧ માઇલ ચાલવું પડે તો પગ છુટા થાય અને સવારની તાજી હવા ફેફસાંમાં દાખલ થઇને લોહી સ્વચ્છ કરે એમ સમજી, ગામ બહાર ખુલ્લી કોરી જગામાં ઝાડો કરવા. માંદા માણસોનો ઝાડો, વમન, પીશાબ આદી કદી ભરી રાખવું નહિ પણ ત્હેમાં રાખ નાખી ગામ બહાર નાખી આવવું.

ચોખ્ખું પાણી પણ ઘરમા કે પડોશમા વધારે ઢોળવાથી ભેજ થાય અને તેથી સરદી, તાવ વિગેરેની પીડા થાય.

એંઠવાડ આંગણામાં ઢોળવા કરતા અગર પોળના કુંડામા નાખવા કરતાં ઢોરને પાઈ દેવો એ જ ઉત્તમ છે, કે જેથી તે નિરર્થક જતો

નથી, અને ગલીચી પણ થવા પામતી નથી એંઠની બાબતમાં એટલી પણ સૂચના કરવા જેવી છે કે, ભાણામાં એટલો જ ખોરાક લેવો કે જેટલો ખાઈ શકાય. એંઠુ મુકવુ એ એક કુટેવ છે. 'અન્ન એ દેવ છે એટલા માટે એંઠુ નહિ મુકવું' એમ હુ કહેવા માગતો નથી પણ હું તો કરકસરની દૃષ્ટિથી આ સૂચના કરૂછું. દરરોજ અચ્છેર અનાજ એંઠમા જાય તો વરસે ૪।। મણ અનાજ ફેંકી દીધુ ગણાય. એંઠું ન રાખવાની સાવચેતીથી ઘરના માણસો મિતવ્યયી, કરકસરીઆ અને સુઘડ થવા શીખશે.

શાણા સંસારી જનોએ શરીરની અને ત્હેના આસપાસના પદાર્થોની સ્વચ્છતામાં બરાબર કાળજી રાખવી જોઇએ, નહિ તો પોતાને અને પોતાના કુટુંબને દુ ખી કરવા ઉપરાંત નિર્દોષ પડોશીને પણ તે દુ ખી કરશે. કારણ કે અસ્વચ્છતાનાં માઠા પરિણામ આખા પડોશને તો શુ પણ આખા શહેરને અને કોઈ વખતે આસપાસનાં ગામોને પણ ભોગવવાં પડે છે.

---

# दिवस ११ मो.

## આળસુ થશો નહિ

आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपुः
—ભર્તૃહરી.

*"Act, act in the living present*
*"Heart within and God overhead"*
*—Longfellow*

"વર્તમાન કાળમાં જ ઉદ્યમ કરો, ઉદ્યમ કરો. કાળજું ઠેકાણે રાખીને અને ઇશ્વરને માથે રાખીને ઉદ્યમ કરો—ઉદ્યમ કરો."




ઇઓ અને બ્હેનો ! મ્હારો આ-જનો તેમજ આવતી કાલનો વિષય એટલા બધા પંડીત જ-નોથી ચર્ચાયલો છે કે, એ વિષય

પર મ્હારા વિચારો જણાવવા કરતાં જૂદા જૂદા મહાપુરૂષોના ઉપદેશોમાંથી ચુંટી કહાડેલાં વચનામૃત જ છુટાં છુટા જણાવવા વધારે ઠીક પડશે મ્હને ખાત્રી છે કે, ત્હમારામાંના દરેક ત્હેમાંનુ એકાદ રત્ન તો બાધ્યા સિવાય નહિ જ જાઓ.

(૧) જાણે **હમેશાં** જીવવું છે એમ સમજી **કામ** કરો અને જાણે **આજે જ** મરવું છે એમ સમજીને **ભક્તિ** કરો.

(૨) કુદરતે ત્હમને આપેલી શક્તિઓ વડે ઉત્તમમા ઉત્તમ જે કામ ત્હમારાથી બની શકે તેવા કામમાં ત્હમારી જીંદગીનો બધો વખત ખરચો, કે જ્હેથી કરીને મરતી વખતે ત્હમને દીલાસો મળે કે, "**મ્હેં મારાથી બનતું કર્યું છે !**"

(૩) શાણા માણસો હમેશ શત્રુથી ચેતતા રહે છે. સર્વ શત્રુ કરતા કુટેવથી વધારે ચેતવાનું છે અને સર્વ કુટેવોમાં સુસ્તી વધારે ત્રાસદાયક છે.

(૪) સુસ્તી અથવા કાયરપણું એ એક બોજો છે, આડખીલ છે, કચરો છે, માણસને

નકામો, રોતડ, ઉદાસી અને કંગાલ બનાવનાર વ્યાધિ છે.

(૫) આળસ, શરીર તેમજ મનનુ ઝેર છે, દુષ્ટતાઈની દાઈ છે, સઘળા અપરાધની મા છે, સેતાનનુ ઓશીકું છે, જન્મથી વારસામા મળેલી ચપળતાને ખાઇ જનાર તીડ છે, ટુકામાં તે 'મનુષ્યપણાની મરકી' અથવા તો 'નર્ક' છે.

(૬) આટલું હું હિમત ધરીને કહું છુ કે સુસ્ત પુરૂષ અથવા સ્ત્રી—પછી તે ચાહે તેવા પૈસાદાર–નસીબવાન–બહોળા કુટુંબી–રીદ્ધીસીદ્ધીથી ભરપુર હોય તો પણ કદી ખુશમીજાજી ન હોઈ શકે. પણ હમેશા થાકેલાં, હમેશાં કંટાળેલાં, માદલાં, હમેશા ચીડાયલાં, હમેશાં રોતડ, હમેશા નિશાસા નાખતા, હમેશાં શોકાતુર, હમેશાં પારકાનો વાંક કાઢનાર, હમેશ વ્હેમી, હમેશ દુનિયા અને ત્હેમાંના પદાર્થોપર ગુસ્સો કરતાં, ત્હેમનો નાશ થયેલો જોવા રાજી અગર તેમ નહિ તો કોઈ મૂર્ખ તરંગથી આપઘાત કરવા તૈયાર જોવામાં આવશે.

(૧૧) અપચો, ગાંડપણ વિગેરે વ્યાધિઓ તથા હલકા વિચારો, ખરાબ ઇચ્છાઓ, ન્હાની ન્હાની ચિંતાઓ, કંટાળો અને ઉદાસીનતા એ સર્વનું **વગર પૈસાનું ઓસડ** જોઇતું હોય તો દાક્તરો પાસે ન જતાં, **'અખંડ ઉદ્યમ'** એ જ દવા ત્હેને માટે અજમાવી જુઓ. દરેક પળને ઉપયોગી કામથી ભરો. આ દવાના ત્હમને પૈસા બેસશે નહિ પણ પૈસા ઉલટા **મળશે** અને દરદ મટશે.

(૧૨) ઘણીવાર માણસો જાણે છે કે, પાંચ દશ હજાર રૂપિયા સારા કે ખોટા રસ્તે મેળવી એકાંત વાસમાં પડયા રહેવું એથી દુનીઆની ખટપટ, ચિંતાઓ અને દુઃખોથી છુટાય. આ પ્રયોગ ઘણા માણસોએ—ઘણા તરંગીઓ તેમજ વિદ્વાનોએ—એકથી અનેકવાર અજમાવ્યો છે અને બધાનું પરિણામ **એક જ** આવ્યું છે, તે એ કે **નિરાશા.** બરાબર સમજજો કે, મહેનત અને દુઃખ માણસ જાતના લલાટમા જન્મ સાથે જ લખાયલા છે. જેઓ ત્હેનાથી આવી રીતે નાસવા ધારે છે

(૧૭) ઉદ્યોગ તે માત્ર પૈસા ટકા કે જશ આબરૂ મેળવવાનું સાધન છે એમ નહિ: પણ બુદ્ધિ, અનુભવ, ધર્મ અને આત્મજ્ઞાન, વિવેક, કામની પદ્ધતિ, સહનશિળતા વિગેરે તેમજ વખતનો સદુપયોગ કરવાની અને વખત બચાવવાની બુદ્ધિ આપનાર પણ તે જ છે.

(૧૮) જેઓ એમ કહે છે કે, ઉદ્યમ **માત્ર** ગુજરાન માટે છે, તેઓ મોટી ભૂલ કરે છે ગુજરાનનાં સાધન માણસ પાસે પુષ્કળ હોય **તો પણ** દુનિયામાં નભવા માટે અને દુનિયાને નીભાવવા માટે દરેક માણસે ઉદ્યમ કરવાની જરૂર છે. કામ તે ડ્રિલ (કવાયત) જેવું છે. તે કરતી વખત ગાંડી ગાંડી કલ્પનાજલ્પનાઓ–તરંગો–ઉદ્ધણશીપણું વિગેરે દાબવાં પડે છે, ચોતરફથી દેખરેખ રાખવી પડે છે, બારીકમાં બારીક નજીવી બાબતો ઉપર પણ લક્ષ આપવું પડે છે, હાજરજવાબી થવાની અને ઉંડો વિચાર કરવાની જરૂર પડે છે, પ્રસંગે જીભ ઉપર અંકુશ રાખવાની

ગરમ થતું નથી, જ્હેના શરીરનાં અંગો હજી ઉ
ગતાં છે તો પણ ત્હેને દોડાવવા રાજી નથી, જે
જુવાન મગજને ખરાબ દેખાવો, ખરાબ વિચારે
અને ખરાબ શબ્દથી ભ્રષ્ટ અને બાયલું કરે છે
તે માણસ જીવતાં છતા મુએલો જ છે.

(૨૩) '**ફુરસદ** નથી' એનો અર્થ હું '**મરજી નથી**' એમ કહું છું અને 'મરજી નથી' એને અર્થ '**મોત** માગું છું' એવો એક વિદ્વાન કરે છે

(૨૪) "બાળક જન્મતી વખતે **પોતાની મેળે જ** નહિ રડે તો બીજાઓ **ચુંટલી ખણીને** રડાવશે." તેમજ જેઓ મરજીથી અને આનંદથી સખત મહેનત નહિ કરે ત્હેમને ભૂખ અને તંગી વ્યાધિ અને ચિંતા, જુલમથી **ગુલામગીરી** કરાવશે

(૨૫) દરેક માણસ પંડીત થવા સમર્થ છે દરેક માણસ જબરો વેપારી થવા યોગ્ય છે, દરેક માણસ તત્ત્વજ્ઞાની બનવા શક્તિમાન છે, ભલે ડોળ ડાહ્યા બુઢ્ઢાઓ કહે કે, "આનામાં કાંઈ માલ નથી.

(૨૬) વિલ્યમ ફ્રૉએટ ખેડુતમાંથી મોટો રાજ્ય

એ વાત અનેક વાર અનુભવેલી છે. " ઉદ્યોગમય જીંદગી" અને "વાતચીત માટે યોગ્ય માણસની સોબત" થી જ આપણામા સુધારો અને ચાલાકી આવે છે. એ બે સિવાયનુ માણસ સુનકાર બને છે–હેની ઇન્દ્રિઓ બેહેર મારી જાય છે.

(૨૯) જે માણસ રાત દિવસ વિચાર કર્યાં કરે છે તે સૌથી દુ:ખી માણસ છે. ઘણા નબળા–ઓછી મગજ શકિતના–વિર્યનો ગેરઉપયોગ કરી વિર્યહિન બનેલાની એવી પ્રકૃતિ જ બંધાઈ જાય છે કે, કશું કામ ન હોય, કાઇ યોજના ઘડવાની ન હોય તો પણ કાંઈ કાંઈ વિચાર કર્યાંજ કરે છેવટે કાંઇ નહિ તો અજીર્ણનો દરદી જેમ અર્ધનીદ્રા પામે છે અને ભાગ્યાંત્રુટયાં સ્વપ્ન સેંકડો જુએ છે તેમ તે માણસ પણ ઘર સમ્બન્ધી, પૈસા સમ્બન્ધી, પોતા સંબંધી, કુટુંબ કે મિત્ર સમ્બન્ધી, કુદરત સમ્બન્ધી અને કાંઈ નહિ તો પાસે પડેલા તરખલા સમ્બન્ધી તુટક વિચારમાં ગોથા ખાય છે. એનુ મન એક ઘડી પણ ઝંપતું નથી

વચનોમાંથી સુજ્ઞજનો ઘણો લાભ મેળવી શકશે એમ મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે.

(૧)કાંકરે કાંકરે પાળ બંધાય અને ટીપેટીપે સરોવર ભરાય.

(૨) એક જરા જેટલું કાણું જબરા વહાણને તળીએ બેસાડે છે.

(૩) ગજવાનુ કાણું સો દરજીઓથી પણ શીવી શકાતું નથી.

(૪) 'સસ્તી' જાણીને આણેલી—પણ વગર ઉપયોગે આણેલી ચીજ આખરે 'મોંઘી' જ નીવડે છે.

(૫) **નકામી** વસ્તુ ખરીદનાર અને નકામા ખર્ચ કરનારને જલદી એવો વખત આવશે કે જ્યારે ત્હેને **જરૂરી** વસ્તુ વેચી ખાવી પડશે અને **જરૂરી** ખર્ચ માટે જાત વેચવી પડશે!

(૬) ઘરમાંથી **પૈસો** જાય **અને** પાછળથી **પસ્તાવો** થાય એવું કરનાર કરતાં મોટો મૂર્ખ બીજો કોણ?

(૭) **પ્રાતઃકાળ** કાયમ રહેવાનો નથી; **રાત** પણ પડવાની છે.

નિંદા આદિમાં ખુટાડવી તે મોટું ઉડાઉપણું છે. ગયેલી મીનીટો કદી પાછી આવતી નથી. અને મનુષ્યભવ ગયો તે સમુદ્રમાં કાંકરો ખોવાયા બરાબર જ સમજજો.

(૧૮) વ્યભિચાર, વ્યસનો, અસંત ક્રોધ, આદિથી શરીરદ્રવ્યને ઉડાવી દેવું એ પૈસો ઉડાવવા કરતાં મ્હોટો ગુન્હો છે. પૈસો કદાચ રળેખપે પણ મળી શકે અગર અચાનક જમીનમાંથી પણ મળી આવે; પરંતુ ઉડાવેલું શરીરદ્રવ્ય કદી હાથ લાગતું નથી અને **એ** ખોયું એટલે મનુષ્યભવ હતો નહતોજ જાણો.

(૧૯) વરઘોડા, ન્યાત-વરા અને ધામધુમમાં કાંઇ ખર્ચ કરવા ધારો તે પહેલાં વિચારજો કે, એ જ રકમમાંથી ત્હમારા **કેટલા નિરાધાર મનુષ્ય ભાઇઓને સુખી કરી શકાય?**

(૨૦) એકપાઇ**બચાવી** તેપાઇ**રળ્યા** બરાબર છે.

(૨૧) ઉડાઉપણાને કરકસર તરીકે ગણી, છતે પૈસે ત્હેનો સદુપયોગ કરતા નથી તેઓ, શરીર સાચવવાને માટે રાત દિવસ ખાટલામાં પડ્યા રહે-

# दिवस १३ मो.



## સ્વદેશને ભૂલશો નહિ.

જનુની જણ તો ભકતજન, કાં દાતા કાં સૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

**ભા**ગ્યશાલી આર્ય બન્ધુઓ! આજ સૂધી મ્હેં ત્હમને સામાન્ય નીતિ અને વ્યવહારશુદ્ધિનો ઉપદેશ કર્યો. આજે કાંઈ ખાસ બાબત ઉપર બોલવા ઇચ્છું છું.

દુનિયામાં સૌથી જૂનો ઇતિહાસ કોઈ પણ પ્રજાનો હોય તો તે આપણી **આર્ય** પ્રજાનો છે. ભરતખંડનો સૂર્ય **તે** વખતે પ્રકાશી રહ્યો હતો કે જ્યહારે હમણાંના અગ્નિરથ બનાવનારા યરપિયનો નગ્ન સ્થિતિમાં ફરતા. કુટુમ્બસુખ આપણું જ હતું; પ્રતાપી અને કર્તવ્યપરાયણ રાજાઓ આપણા જ દેશમાં હતા; વિમાનો બ-

અંગ્રેજ સત્તાઓએ એને ભ્રષ્ટ કરવાના પ્રયત્નો કરવામાં કચાસ રાખી નથી શું આ આપણા પૂર્વજોનાં કામોનુ સંગીનપણુ, એમના બુદ્ધિબળની ખુબી અને એમની પવિત્રતાની મહત્તા સાબીત કરવા બસ નથી? શું ઇતિહાસ એક પણ પ્રજા એવી બતાવી શકશે કે જહેની આબાદીની તવારીખ **આર્યાવર્ત્ત** જેટલી જૂની હોય ?

પણ અફસોસ! એ સૂર્ય આજે અસ્ત થઈ ગયો છે; એ આબાદી આજે વાતો રૂપ બની ગઇ છે; એ ખ્યાતિ માત્ર ઇતિહાસમાં ગોંધાઈ રહી છે; એ દેશના પુત્રો--એ પૂર્વજોનાં સંતાનો-આપણે હાલ બુદ્ધિહીન, ઉદ્યમહીન, વીરત્વહીન, અને વીર્યહીન બની ગયા છીએ. લક્ષ્મીહીન બનવા માટે તો કાંઇ જ શોક કરવાની જરૂર નથી; કારણ **લ**ક્ષ્મી તો **બુ**દ્ધિ, **લા**ગણી, ઉદ્યમ અને **વી**ર્યની કંચુકી—દાસી છે. જ્યહાં તે રાણીઓનો વાસ છે ત્યહાં **લ**ક્ષ્મીએ જવું જ પડે છે. શું

લંડનું 'ઇન્ડિઆ હાઉસ' સુવર્ણમય નથી? કામાં ૪૦ માળના મહેલો નથી?
એ જ ભૂમિમાં વસીએ છીએ કે ગાઉની માફક હાલ પણ કાચું સોનું જ્યહાં સઘળી ભૂમિના—સઘળા દેશોના ી શકે છે; જ્યહાં વિશાળ નદીઓ છે; —તડકો અને વરસાદ સમાનપણે છે; કારી ઔષધીઓના ખજાના છે: ટુંકમાં સર્વ કૃપાઓના ભંડાર ભર્યા છે. તેમ કારણથી આપણે આજ ભુખમરો એ? આપણામાંથી શું ઓછું થયું ીધે આધિ, વ્યાધિ અને ઉપાધિથી અને ંત્રતાની બેડીથી રીબાઇએ છીએ?
હેશે કે વિદેશી રાજાઓના હુમલાથી બળા પડી ગયા, કોઇ કહેશે ઉપરા- ડતા દુષ્કાળોથી ભુખે મરતા થયા, કોઈ ીયુગના પ્રતાપે આ દશા થઈ. પણ એ ણા છે. શું કળિયુગ માત્ર આર્યાવર્તમાં

જ છે? શું યુરોપમાં સત્યયુગ ચાલે છે? અને શું અગાઉ દુષ્કાળો નહિ પડતા? વિદેશીઓ સાથે અગાઉ લડવું નહોતું પડતું?

વિદેશીઓના હુમલા અને દુષ્કાળ તો ઉલટા પ્રજાને મજબુત બનાવનારા સાધન છે. ત્હેનાથી લોકો એશઆરામી થઈ જતા અટકે છે, એમનુ પાણી વહેતું રહે છે, એમની બુદ્ધિ અને બળને કાટ ચડવા પામતો નથી.

પણ બન્યું છે એમ કે, આપણામાંના જ કેટલાક સ્વાર્થી ભૂખે મરતા લોકોએ આપણને વ્હેમ અને અજ્ઞાનમાં દાટી રાખવા પ્રયત્ન કર્યા છે અને માથું ઉચું કરી બહાર શું બને છે તે જોવા જ મના કરી છે. કેટલાક ધર્માચાર્યો પ્રજાને વ્હેમી બનાવવામાં જ પોતાનું હિત માની બેઠા છે. નવ વરસ અંદર છોકરીને ન પરણાવે તો મહાપાપ, મુઆ પાછળ બ્રાહ્મણ ન જમાડે તો મહાપાપ, ગુરૂવચનમાં શ્રદ્ધા ન રાખે તો મહાપાપ, પરદેશ જાય તો મહાપાપ, બ્રાહ્મણનો છોકરો ભીખ માગવા શિવાયનો ઉદ્યમ

શીખે અગર વાણીઆનો છોકરો ગુલામી સિવા-યનો ધંધો કરે તો મહાપાપ. આવાં આવાં પાપો ઘુસાડી દઇને લોકોને એવા તો સાંકડી બુદ્ધિના, વ્હેમી, અજ્ઞાન, મૂર્ખ બનાવી દીધા છે કે તેઓ પોતાની સ્થિતિ વિચારવા અને તે સ્થિતિ સુધારવાના રસ્તા શોધવા કદી તૈયાર થઇ શકતા જ નથી.

પ્રથમ તો નવ વરસની છોકરીને પરણાવી એટલે તે જ્ઞાન મેળવતી બંધ થઇ, શરીર ખીલતું બંધ થયું, માત્ર ઘરકામ કરનારી લુંડી બની અને કદાચ ૨૫ વરસની ઉમર થતાં થતાંમાં ૨—૪ બાળકોની માતા બની. જે વખતે દુનિયાનો ખરો લા'વો લેવાનો, જે વખતે ત્હેના જ્ઞાન-બળ અને હૃદયનો ખરો ઉપયોગ કરવાનો હોય તે વખતે તો તે ચાર બાળકોની ખટપટમાં રીબાતી હોય. ત્હેના પતિને એ બાળકોની રોજની તંગીઓ પુરી પાડવા માટે ભવિષ્યનો લાભ વિસારી તાત્કાળીક ફળદાતા હલકા કામમાં લા-

ગયું પડ્યું હોય. હવે વિચારો, એ નાનપણથી ટુટી ગયેલાં—કંટાળી ગયેલાં—આશાહીન બનેલાં-સંસારથી બ્હીડાઇ ગયેલાં પ્રાણીઓ શું દેશનું કે પોતાનું હીત કરી શકે? અરે, એમને દેશોન્નતિનો વિચાર જ કેવી રીતે આવી શકે? પારણામાં પોઢેલા બચ્ચાને માટે આંગડી જોઈતી હોય તે ખરીદવા માટે જ્હેને શક્તિ ન હોય તે ધણી જીવલેણ મજુરી કરવા જાય કે દેશની સ્થિતિનો ખ્યાલ આપનારાં પુસ્તકો અને છાપાં વાંચવા જાય? નહિ, **આર્યો**! મ્હારો તેર દિવસનો ઉપદેશ ત્હમને ન્યાયશીલ અને ભરોંસા-લાયક જણાયો હોય તો આટલું પણ ચોકસ માનજો કે **શરીર અને બુદ્ધિની પૂર્ણ ખીલવટ વગરનું પરણવું તે પરણવું નહિ પણ મરવું** છે. દેશ-કાળ જેટલી કેળવણી માગે છે તેટલી આવશ્યકીય કેળવણી લીધા **પહેલાં** અને સ્વરક્ષણ માટે જોઇતું શરીરબળ કુસ્તી અને કસરત મારફત મેળવ્યા **પહેલાં** તથા ઓ-

છામાં ઓછા પાંચ-સાત માણસના કુટુંબને સ હેલાઇથી પોષી શકાય એટલી આવક કરવાની શક્તિ મેળવ્યા **પહેલાં** પરણનારો માણસ આ-ત્મઘાતી અને દેશદ્રોહી છે. જે બીચારા પશુઓ પશુવૃત્તિ તૃપ્ત કરવામાંથી નવરા ન થઈ શકે, એમ કરતાં પડેલો ખાડો પુરવાના રસ્તા યોજ-વામાંથી નવરા ન થઇ શકે તેઓ દેશને શું સા-ચવી શકે? બહાદુર **અગ્રેજો** અત્યારે આપણ રંક ગાયો ઉપર રાજ ચલાવનાર ન હોત તો આપણી શી કમબખ્તી થાત હેનો ખ્યાલ પણ થઇ શકવો મુશ્કેલ છે એ બહાદુર પ્રજાએ આપ-ણને શાંતિ બક્ષી છે, આપણને સુખચેનનાં સાધન આપ્યા છે, આપણને વિષયસેવન માટે સ્પ્રીંગના ઉંચા પલંગો આપ્યા છે, પાચનને મુશ્કેલ ન પડે એવાં "ફુડો" આપ્યાં છે, ભાર ન લાગે એવી 'નોટો' આપી છે અને હુન્નરકળા અને શાસ્ત્રોના માથાફોડીઆ અભ્યાસને બદલે સાહિત્ય (Literature) નો શોખ આપણા વિદ્વાનોને લ-

ગાડયો છે: તે બીચારા એમાં ગોથાં ખાધાં જ કરે અને જીંદગી પુરી કરે: 'હુતો ને હુતી' ના વિષયસેવનને પ્રેમનુ નામ આપી—એમાં તત્વજ્ઞાનનું નામ ઘોચી વિદ્વતાનુ પ્રદર્શન કર્યા જ કરે અને એમાં જીંદગી પુરી કરે.

અફસોસ ! આપણા ભણેલાઓ ઘણે અંશે 'ભણ્યો કણબી કુટુમ્બ બોળે' એવું કરતા જોવામાં આવે છે. દેશના ઉદ્ધારનો ખ્યાલ તો બાજુએ રહ્યો પણ કેટલાક ભણેલા હિંદવાસીઓ જ સરકારને એવી બાતમી આપવામાં આગળ પડે છે કે ફલાણો હિંદુ પોતાના દેશીઓને કર્ત્તવ્યપરાયણ કરે છે માટે તે ફાંસ દૂર કરવી જોઇએ. એવા દેશબોળુઓ દુનીયામાંથી અદૃશ્ય થતા હોય તો કેવું સારૂં ? રસો-જેપાન લડાઈ વખતે જે જેપાનીસોએ દેશનો દ્રોહ કર્યો હતો એમને રાજા કાંઈ શિક્ષા ફરમાવે **તે પેહેલાં** ત્હેમને લોકોએ જ મુક્કાબાજીથી પુરા કર્યા હતા. એજ જેપાનીઝોની સ્વદેશપ્રીતિ એમને રસીઆ જેવા સમર્થ રાજપર

જય અપાવનારી નીવડી છે. એજ જેપાની-સોનો સ્વદેશપ્રેમ એમને હુન્નરકળામાં દુનિયા-ના અગ્રેસર દેશોમાંનો એક બનાવનાર થઈ પડ્યો છે અને એજ સ્વદેશપ્રીતિના નામનુ મીઠું અ-મારા આર્યાવર્તને ડુબાવનારૂં કામ કરી રહ્યું છે.

મહાભારત—રામાયણ આદિ વીરરસકાવ્યો તથા ગીતાજી જેવાં સ્વદેશ અને સ્વધર્મ બન્નેનું રક્ષણ કરવાનો ઉપદેશ આપનારાં પુસ્તકો વાંચવા કરતાં નવલકથાઓ—લલિત કાવ્યો અને ફ્રેંચ-લેટીન શીખવામાં કેટલા બધા લોકો હોંશ ધ-રાવે છે? 'આહાર તેવો ઓડકાર' 'સોબત તેવી અસર' અને 'વાંચન તેવા વિચાર.'

જહેને દેશનું અને પોતાના પંડનું હિત કરવું હોય તહેણે સૌથી પ્રથમ તો એજ નિશ્ચય કરવાનો છે કે જો પોતે કુવારો હોય તો જમાનાને જો-ઇતી કેળવણી, શરીરબળ અને લક્ષ્મીનાં સાધન જ્યહાં સૂધી ન મળે ત્યહાં સૂધી પરણવું જ નહિ.

એકનું જોખમ ઉઠાવવાની શક્તિ મળ્યા પહેલાં અનેકના રક્ષણનું જોખમ ઉઠાવવું જ નહિ. શરીર-બળને જેમ બને તેમ વધારવું. એ બળ આપણને આપણા ઉપકારી રાજ્યકર્ત્તાનું ઋણ ચુકવવામાં કામ લાગશે. જે રાજ્યે આપણને લૂંટાકના ભયથી મુક્ત કર્યા છે તે રાજ્યને જરૂર પડે ત્યહારે શરીરબળથી મદદ કરીને આપણે ઋણમાંથી મુક્ત થવું જોઇએ.

પુરૂષો ૨૫ વરસની ઉમર સૂધી કુંવારા રહે તો કુમારિકાઓનું શું થાય? એ સવાલ ત્હમો ઉભો કરો તે પહેલાંજ મ્હને કહી લેવા દો કે એ સવાલ નકામો છે. પુરૂષો જલદી પરણવાની ના કહેશે તો બાળલગ્ન અને કન્યાવિક્રય અટકશે. નાતો ન્હાની ન્હાની થઈ જવાને લીધે અયોગ્ય વરને ન છૂટકે કન્યાએ આપી દેવી પડે છે તેમ થતું અટકશે, સ્ત્રીકેળવણી ફરજયાત થશે અને આપણો ઘરસંસાર આપોઆપ સુધરશે.

બોલતાં શીખ્યા ત્યહારથી જ છોકરા છોકરીને

પરણવાની વાતો કહી સંભળાવીને આપણે આ-જના હિંદવાસીઓએ શું કાંદા કહાડવા ધાર્યા છે તે સમજાતું નથી. શું સ્ત્રીસોબત સિવાય બીજા કશામાં આનંદ નથી? પણ અરે, તે બીચારા કુવામાંના દેડકા જેવા બની ગયેલા લોકોને શી માલુમ હોય કે કુદરત શું ચીજ છે, ત્હેમાં કેટલી અને કઈ ખુબીઓ રહેલી છે, ઉચી ભાવના અને ઉચા વિચાર ( Noble feelings and noble thoughts ) માં કેટલો આનંદ રહેલો છે!

ત્હમને જે ધર્મો ટુંક વિચારના, સાંકડી દૃષ્ટિના, 'કુવાના દેડકા' જેવા અને વ્હેમી બનવા ફરમાવતા હોય તે ધર્મોને જલાંજલી આપો. વેદ અને જૈન એ મત આ દેશમાં જૂના છે. એ બેમાના એક પણ ધર્મનાં મૂળ પુસ્તકો એવી સાંકડી દૃષ્ટિનો ઉપદેશ કરતા જ નથી. તેમ છતાં જો કોઈ ઉપદેશકો એવો ઉપદેશ કરે તો તે પેટ ભરવાના રસ્તા સમજજો પણ એ **મૂળ ધર્મોને**

અપમાન પહોંચાડશો નહિ. ત્હમે જે ધર્મમા હો તે ધર્મમાં ચુસ્ત રહો. જે બીગાડા પેઠા હોય તે જાણવા કોશીશ કરો. ત્હેનુ મૂળ શોધવા મથન કરો. સત્ય શું હોવું જોઇએ ત્હેનુ શોધન કરો અને ત્હમારા ધર્મમા રહીને જ ધર્મીષ્ઠ બનો. વેદ ધર્મ કહો કે જૈન ધર્મ કહો, કોઈ અનીતિનો ઉપદેશ કરતો નથી: વીર્યરક્ષણ માટે બન્નેનો સરખો ઉપદેશ છે. વેદાનુયાયીના શ્રીકૃષ્ણે અર્જુનને યુદ્ધ કરવાનો તત્વજ્ઞાની ઉપદેશ ગીતા માર્ફત આપ્યો છે અને જૈનોના સૂત્રમા વરણ નાગ નતવાએ દેશરક્ષણાર્થે ઉપવાસનુ પારણુ કરવું છોડીને પણ કમર કસી હતી અને જીત મેળવીને દેહ ત્યાગ કર્યો હતો એવું વર્ણન છે.

માતૃભૂમિનો પ્રેમ એ સર્વ ધર્મ અને સર્વ દેશનુ માનીતું પુષ્પ છે. કોઈ તે પુષ્પને ઉખેડી નાખવાની હીમત ધરતું નથી. જેઓ સંસારથી વિમુક્ત થયા છે—જેઓ બ્રહ્મ અગર મોક્ષની સાધનામાં લાગ્યા છે—જહેમને સંસાર સાથે કાંઈ

જ નિશ્ચય નથી ત્હેમને બાદ કરતાં દુનિયામાં કોઈ પણ એવો **વિચારશીલ** પુરૂષ નથી કે જે સ્વદેશ માટે અભિમાન ધરાવતો ન હોય.

આપણા સ્વદેશપ્રેમમાં ખલેલ નાખનારાં ઘણાં કારણો છે. શક્તિ વગરનાં લગ્ન એ મોટું અને પ્રથમ કારણ છે. ધંધા વગરના અશક્ત ઉપદેશકો એ બીજું કારણ છે. તેઓ જ્યહાં ત્યહાં વિષયી ભક્તિ અને આળસુપણાનો ઉપદેશ કરે છે, કે જે સ્વિકારવો અજ્ઞો માટે ઘણો સહેલો છે. આવા ઉપદેશકો વધારે ભયંકર પાપ જે કરે છે તે એ છે કે, એક એક ધર્મ વાળાને લડાવી મારે છે. મુસલમાનો કાફરને મારવાથી મોક્ષ મળતું માને છે, જૈનોનો અમુક ભાગ ત્હેમનામાંના જ બીજા ભાગને પજવવામાં ધર્મ માને છે, વૈષ્ણવો શૈવીઓની નિંદા કરવામાં જ કલ્યાણ માને છે. પણ એ સ્વદેશદ્રોહીઓ જાણતા નથી કે કલેપમાં ધર્મ બતાવનારા લોકો ધર્મને લાયકજ ન હોઈ શકે. ધર્મપુસ્તકો માત્ર ત્હમારી બુદ્ધિને ખી-

લવવાનાં સાહિત્ય છે; પછી તમને જે રૂચે તે કરો. જૈનોના ઉપવાસથી જ કાંઇ મોક્ષ નથી, વિષ્ણુની ભક્તિથી જ કલ્યાણ નથી; મુસલમાનના આકીનથી જ જિન્નત મળતી નથી; આ આ સર્વનું **તત્વ** સમજવાનુ છે અને તે સમજણ વડે પછી તમને અનુકુળ પડે તે કામ કરવાનાં છે.

ધર્મના નામે લડવાનો ઉપદેશ કરનારાનું માનનારા લોકો જાણતા નથી કે દુનિયામાં પાંચ પચાસ જ ધર્મ નથી પણ **જેટલા મગજો એટલા ધર્મ છે.** એકજ ધર્મપુસ્તકની છ મગજમાં નકલ થાય, તે છએ નકલોમાં તફાવત પડશે. 'અહિંસા પરમો ધર્મ:' એ એકજ વાકય એક મગજ એવા રૂપમાં સમજશે કે **કારણ વગર** જીવને મારવા નહિ, માણસના ઉપયોગ માટે તો મારવા; બીજું મગજ એવો અર્થ લેશે કે **ધર્મ** કારણ માટે મારવા પડે તે બાદ કરતાં **બીજા** કારણથી ન મારવા; ત્રીજું મગજ વળી એમ સમજશે કે **કોઇ રીતે** ન મારવા. એમ છએ મત જૂદા આ-

વશે. સૂત્ર એક છતાં ધર્મ જૂદા જૂદા છ થયા: તેથી શું એક બીજાને ગાળો દેવી ? ત્હમારા ઘરમા ત્હમને તુવરની દાળ પસંદ છે, ત્હમારી પત્નીને અડદની પસંદ છે, ત્હમારી માતાને મગની પસંદ છે અને ત્હમારા પિતાને લીલું શાક પસંદ છે. તે માંટે શું ત્હમે, ત્હમારા પિતાને મૂર્ખ કહેશો અગર બ્હેનને શું 'રંડા' કહેશો અગર માતાને શું લાકડી ઉગામશો ?

ધર્મ કે સંસારસુધારાની કોઈ બાબતમાં મતભેદ થવા તો પામેજ. પણ એથી વિરોધી બનવું નહિ, શત્રુ થવું નહિ. પણ દેશહિતની બાબતોમાં હાથ સાથે હાથ મેળવી એક સંપે કામ કરવું; એ જ દેશભક્તોનુ ભૂષણ છે.

દેશની દશા સુધારવા ઇચ્છનારે પ્રથમ અયોગ્ય લગ્નોના રીવાજને નાબુદ કરવા કટીબદ્ધ થવું જોઇએ; પછી આજ જેમ મુંબઈમાં ઠેકાણે ઠેકાણે 'હિંદુ હોટેલો' અને 'વિશ્રાન્તિગૃહો' ઉભરાઈ જાય છે તેમ કુસ્તીખાનાંઓ એને કસરતશાળાઓ

ઠામઠામ સ્થાપવી જોઇએ. ત્હેમાં તાલીમ આપીને પ્રજાને હીમતવાળી, કસાયલી, ધીરજવાળી બનાવવી જોઇએ. એથી વિદ્યા લેવાની પણ શક્તિ વધતી આવશે; ભવિષ્યની પ્રજા પણ જોરાવર ઉત્પન્ન થશે; ન્હાની ન્હાની માંદગીઓ અદૃશ્ય થશે અને રળવાની અશક્તિ પણ ઘટશે. ત્હાર પછી કેળવણીના પ્રચાર માટે ગામોગામ નિશાળો સ્થાપવી જોઇએ. જે ગામોમાં સરકારી શાળા ન હોય ત્હાં ખાનગી સાહસથી શાળાઓ કહાડવી. દરેક છોકરા અને દરેક છોકરીને **ફરજીઆત કેળવણી** આપવી. જ્હાં બને ત્હાં સરકારી નિશાળના વખત ઉપરાંત ખાનગી રીતે એક કલાક સ્વદેશ અને સ્વધર્મની સ્થિતિનું ભાન કરાવનારાં અને તે સુધારવાના ઉપાયો સૂચવનારાં પુસ્તકોનો અભ્યાસ કરાવવાની ગોઠવણ થવી જોઇએ. કેટલીક જગાએ મહાભારતની પરીક્ષા આપવાની ગોઠવણ થઈ છે તે ઉત્તમ કામ થયું છે. પણ એવીજ રીતે ધર્મજ્ઞાન આપવાની પણ એક કલાકની ગોઠવણ જૂદા

માત્ર ત્હેમની વાસનાતૃપ્તિમા જ વપરાય એ શુ ઓછો ગજબ છે ? એવા શેઠો (નહિ, શઠો) **આર્યાવર્તમાં** ન હોય તો વધારે બહેતર છે. મહાન્ **અંગ્રેજ** યોદ્ધા **નેલ્સન** મરતાં મરતાં બોલ્યો હતો કે:–"England expects every one to do his duty" યોદ્ધાઓની જનેતા **આર્ય–ભૂમિ** પણ પોતાની પુત્રીઓ પ્રત્યે કહેતી આવી છે કે—

જનની જણ તો **ભક્ત** જન,
કાં **દાતા** કા **સૂર** ;
નહિ તો રહેજે વાંઝણી,
મત ગુમાવીશ નુર !

**સ્વદેશીઓ** પાસેથી અને **સ્વદેશીઓના** કાડાની મહેનતથી મેળવેલો પૈસો **સ્વદેશીઓના** ઉદ્ધાર અર્થે જ ખર્ચવામાં આવે, તેથી ખર્ચનારને કરોડ ગણો **યશ** મળે, પોતાના ભાઇઓ સુખી થતા જોઈ **મનને આનંદ** મળે, **પરલોકનું ભાથું** બંધાય : એથી વધારે બીજું શું જોઇએ તે કોઈ બતાવશો ?

એ નિશાળના મકાન આગળ તુચ્છ માત્ર છે. અને આ સર્વ રાજની **મદદથી** જ થયું છે. પરન્તુ આપણે કમનસીબ હિંદવાસીઓ માટે કેળવણીની જરૂર નથી -ઇતિહાસની જરૂર નથી- હુન્નરકળાની જરૂર નથી-કવાયત શીંખવાની જરૂર નથી, કારણ કે રક્ષણ કરનાર અને તૈયાર વસ્તુઓ બનાવી બનાવીને ઘર સુધી મોકલી આપનાર બહાદુર **અંગ્રેજ** અમર રહો !

જ્યહારે સરકાર આવા કામમાં ઉત્તેજન આપવા તૈયાર નથી ત્યહારે આપણા શ્રીમંતોએ શા માટે આશા રાખી બેશી રહેવું જોઇએ? શા માટે વધારે **તાતાઓ**એ હાથ લંબાવવો ન જોઇએ ? શા માટે વધારે દેશભક્ત **ગાયકવાડો** ન થવા જોઇએ ? દેશી રજવાડાઓ નીચ કોમની રંડાઓ સાથે વ્યભિચારમાં જે ખર્ચ કરે છે તે વખતે શું પોલીટીકલ એજંટની પરવાનગી માગવા જાય છે કે ? ખાનગી ગૃહસ્થો એક મકાન છતા ૪ બીજાં બંધાવવા દોડે છે ત્યહારે શું પૈસાની દર-

કાર કરે છે કે ? સવાલ માત્ર મનનો છે—સ-
વાલ માત્ર સ્વદેશાભિમાનનો છે. સવાલ માત્ર
**માણસાઈપણાનો** છે. જ્હેનામાં માણસાઈપણું
છે—જ્હેનામાં હિંદુપણુ કે જૈનપણું, મુસલમાન-
પણું કે પારસીપણું છે, જ્હેનામાં ઈશ્વરપ્રેમ
છે, જ્હેનામાં બંધુભાવ છે, જ્હેનામાં ઉમદા વિ-
ચારો માટે કાંઈ પણ જગા છે તેવા લોકો તો
સ્વદેશહિતાર્થે દ્રવ્ય ખર્ચવામા કદી આનાકાની
કરશેજ નહિ. અને જ્યહારે એમ થશે ત્યહારેજ
કેળવણીનો અને હુન્નરકળાનો–ધર્મનો અને તત્વ-
જ્ઞાનનો ફેલાવો ઘેરેઘેર થશે અને પોતા પ્રત્યે,
પોતાના સગાવહાલાં પ્રત્યે, પોતાના સ્વદેશીઓ
પ્રત્યે, પોતાના સ્વધર્મીઓ પ્રત્યે અને પોતાના
રાજકર્ત્તા પ્રત્યે પોતાની શું ફરજ છે તે દરેકે
દરેક માણસ સમજશે અને એ સમજ–એ જ્ઞાનનો
પ્રકાશ જ ત્હેમને સઘળી જાતના વ્હેમો–સઘળી
જાતના આપસઆપસના કજીઆ, સઘળી જા-
તનાં બીકણપણાં, સઘળી જાતના સ્વાર્થપણાં અને

સઘળી જાતના અધર્મથી દૂર કરશે અને **આર્ય** ધર્મ તથા **આર્ય** દેશનો ઉદ્ધાર થશે. ભાગ્યશાળી **આર્યો** ! **આર્ય**ભૂમિમા જન્મ એજ મહદ્ ભાગ્ય જ્હેમનું છે એવા **આર્યો**! ત્હમારી સવારની **પ્રભુ** પ્રાર્થના વખતે અને ધ્યાન વખતે ત્હમે એવી પ્રાર્થના કરો અને એવી ભાવના ભાવો કે—ત્હમારો દરેક સ્વદેશી ભાઈ અને દરેક બ્હેન જ્ઞાન પામે, બળ પામે, તથા જ્ઞાન અને બળનો સદુપયોગ કરવાની ઈચ્છા પામે ! અસ્તુ ! બોલો શ્રી **આર્ય** ભૂમિનો જય ! બોલો બોલો શ્રી કૃષ્ણ, **રામ**, **વિક્રમ**, **ભોજ** અને **સિવાજી**ની જનેતા શ્રી **આર્ય** ભૂમિનો જય !!



